કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ - મહીસાગર - દાહોદ જિલ્લા) દ્વારા પ્રકાશિત

# સદ્‌ગુરૂ કબીર સંદેશ

## (ત્રિમાસિક પત્રિકા)

## ગુરૂપુર્ણિમા વિશેષાંક

બારમું વર્ષ ૨૦૨૨ - અંક : ૪૭, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર - ૨૦૨૨

વાર્ષિક લવાજમ રૂ/-૧૨૦/-

આજીવન લવાજમ રૂ/-૨૫૦૦/-

**સાધુ ઐસા ચાહિયે, જૈસા સુપ સ્વભાવ ।**
**સાર સાર કો ગહ રહે, થોથા દેત ઉડાવ ।।**

જેમ સુપડાનો સ્વભાવ છે કે તેમાં સાર વસ્તુ રહી જાય છે, અને કચરા જેવી વસ્તુ સુપડુ ઝાટકતા ઉડી જાય છે. એમ સજ્જન પુરૂષો સુપડા જેવા હોવા જોઈયે. આ સંસાર રૂપી સુપડામાંથી સાર વસ્તુ ગ્રહણ કરી અને અસાર વસ્તુનો ત્યાગ કરવો જોઈએ.

કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ - મહીસાગર - દાહોદ જિલ્લા) દ્વારા પ્રકાશિત

# સદ્‌ગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)

**વર્ષ દશમું અંક : ૪૭, જુલાઇ - ઓગષ્ટ - સપ્ટેમ્બર - ૨૦૨૨**

**વાર્ષિક લવાજમ રૂા. ૧૦૦/- આજીવન સભ્ય રૂા. ૨૫૦૦/-**

॥ સત્યનામ ॥

**નોંધ:**
કોરોના મહામારી તથા લોકડાઉન કારણસર અંક મોડો પ્રકાશિત થયો છે
સંપાદક મંડળ

**-: સભ્ય ગ્રાહકમિત્રો માટે :-**

- સદ્‌ગુરૂ કબીર સંદેશ ત્રિમાસિક પત્રિકા છે જે દર ત્રણ મહિને પ્રગટ થશે.
- કોઇ પણ અંકથી સભ્ય - ગ્રાહક બની શકાશે.
- વાર્ષિક લવાજમ જ સ્વીકારવામાં આવશે.
- સભ્ય-ગ્રાહક મિત્રોએ સભ્ય બનવા માટે તાલુકા મુખ્ય સંયોજકશ્રીનો સંપર્ક સાધવો.
- સભ્ય ગ્રાહકમિત્રોએ પત્રવ્યવહારમાં પોતાનું પૂરેપૂરૂ સરનામું નોંધાવવાનું રહેશે. જેમાં પીન કોડ નંબર અવશ્ય લખવો.
- સદ્‌ગુરૂ કબીર સંદેશ અંક ઉપર સભ્ય ગ્રાહક નંબર લખવામાં આવશે જે નોંધી લેવાનો રહેશે.
- સભ્ય ગ્રાહક મિત્રોને અંક ન મળે તો તાલુકા મુખ્ય સંયોજકશ્રીને પ્રથમ જાણ કરવી.
- વિશેષ માહિતી માટે સંપાદકશ્રી / તંત્રીશ્રીને પત્રવ્યવહાર કરવાનો રહેશે.

**-: લેખક / કવિ મિત્રો માટે :-**

"સદ્‌ગુરૂ કબીર સંદેશ" બહુજન કલ્યાણકારી વિચારધારા પત્રિકા છે. તે ધ્યાનમાં રાખી ધાર્મિક અને સામાજિક જીવનને સ્પર્શતા લેખો, સદ્‌ગુરૂ સંત મહિમા, સદ્‌ગ્રંથાવલી, પર્વ માંગલ્ય, ઉત્સવ ઉજવણી, પૂર્ણિમા તથા અન્ય વ્રતોનું માહાત્મય, પ્રાસંગિક પર્વ, ઘટના, જુદા જુદા ધર્મસંસ્થાનો અને તીર્થ પરિચય અને તેનું મહત્વ, સુસંસ્કાર, બાલ સંસ્કાર, યુવા જાગૃતિ, મહિલા ઉત્કર્ષ, સંત ચરિત્ર, સંતોના જીવન પ્રેરક પ્રસંગો, દષ્ટાંત - બોધકથાઓ, મહાત્માઓના સત્સંગ વચનો, જુદા જુદા ધર્મ-પંથના ધાર્મિક ગ્રંથો, સ્થાપકોનો પરિચય, ધાર્મિક પ્રતિકો અને પૂજા પદ્ધતિ, આધ્યાત્મિક તત્વજ્ઞાન, ભજન, સાખી, ધૂન, રાષ્ટ્રપ્રેમ, રાષ્ટ્ર ચિંતન, વિસરાતો વારસો, વ્યસન મુક્તિ, આર્યુવેદિક ઉપચાર, જુદા જુદા આશ્રમો તથા સેવા એકમોની પ્રવૃત્તિઓ લખીને સંપાદકશ્રી / તંત્રીશ્રીને નીચેના સરનામે મોકલવા વિનંતી છે.

**ખાસ સૂચના :-**

લેખક / કવિ મિત્રોએ ભજન, સાખી, ધૂન, કવિતા, લેખ હાંસિયો પાડીને એક જ બાજુએ સુવાચ્ય અક્ષરે જોડણી દોષ રહિત લખવાનો રહેશે.

મૌલિક વિચારો - ચિંતનને પ્રાધાન્ય આપવું, અથવા કોઇ કૃતિમાંથી સંપાદન કર્યું હોય તો કૃતિ નામ અને પાન નંબર કૌંસમાં અવશ્ય લખવાનો રહેશે. કોઇ પણ લેખ સ્વીકારવો કે ન સ્વીકારવો કે ક્રમશઃ લેવો તેનો સંપાદક મંડળને સંપૂર્ણ અધિકાર રહેશે. કોઇ પણ ધર્મ-મત-પંથ-ગુરૂગાદીની અવગણના કે આલોચનાત્મક લખાણ અસ્વીકાર્ય રહેશે. લેખકો / કવિઓના મંતવ્યો સાથે સંપાદક મંડળનું સહમત હોવું એ આવશ્યક નથી. કોઇ પણ લેખ/કૃતિ નીચેના સરનામે મોકલવાની રહેશે.

**-: સંપાદકશ્રી :-**
મહંત શ્રી છગનદાસજી સાહેબ (મો. ૯૬૬૪૯૫૯૧૦૨)
શ્રી કબીર મંદિર, મુ. પો. જેસાવાડા, તા. ગરબાડા, જિ. દાહોદ

**-: તંત્રી શ્રી :-**

## સંરક્ષક : કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ, મહીસાગર, દાહોદ જિલ્લા)

પ્રકાશક : મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ કંબોઇ મો. ૯૮૭૯૧૪૩૨૩૩
સંપાદક : મહંતશ્રી છગનદાસજી સાહેબ - જેસાવાડા - મો. ૯૬૬૪૯૫૯૧૦૨
સહસંપાદક : શ્રી તારસિંહભાઇ તડવી - બાબરોલ - મો. ૯૯૭૯૧૭૬૧૪૭
તંત્રી : [illegible] પરમાર - દાહોદ - મો. [illegible]
સહતંત્રી : શ્રી સુરસીંગભાઇ સંગાડા - વાંસિયા - મો. ૯૮૭૯૬૮૫૨૩૩


### સંપાદક મંડળ



### તાલુકા સંયોજક (સભ્ય ગ્રાહક માટે સંપર્ક સુત્ર)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | દાહોદ | - | શ્રીભરતભાઇ ડીંડોડ - દાહોદ | મો. ૯૪૨૬૫૭૬૧૫૮ |
| ૨. | ઝાલોદ | - | શ્રી પ્રેમજીભાઇ રાઠોડ-ચાકીસણા | મો. ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૩. | સંજેલી | - | શ્રી રમેશભાઇ ખાંટ-ધાવડી ફળિયા | મો. ૯૭૨૬૮૨૪૮૪૧ |
| ૪. | ફતેપુરા | - | શ્રી ચંદુભાઇ પરમાર-ભોજેલા | મો. ૯૯૨૫૨૧૫૫૧૮ |
| ૫. | સંતરામપુર | - | શ્રી પરસોતમભાઇ તાવીયાડ સાહેબ | મો. ૯૪૨૭૨૨૧૯૧૪ |
| ૬. | ગરબાડા | - | શ્રી વેચાતભાઇ પ્રરમાર - બોરીઆલા | મો. ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૭. | મોરવા(હ) | - | શ્રી પ્રતાપસિંહ બારીયા સાહેબ-ખુદરા | મો. ૯૯૦૯૭૭૦૯૯૮ |
| ૮. | ગોધરા | - | શ્રી સાનતસિંહ પટેલ-ભામૈયા | મો. ૯૪૨૮૧૫૭૫૦૦ |
| ૯. | ઝાલોદ | - | શ્રી રમેશભાઇ ભાભોર-કદવાલ | મો. ૯૯૭૯૩૯૩૧૦૨ |
| ૧૦. | ધાનપુર | - | શ્રી દીપસિંહભઇ રાઠોડ-સીમામોઇ | મો. ૯૪૨૯૧૪૮૧૧૯ |
| ૧૧. | ગરબાડા | - | શ્રી નારાયણભાઇ સોલંકી-જેસાવાડા | મો. ૯૬૩૮૨૪૧૭૮૮ |
| ૧૨. | લીમખેડા | - | સંતશ્રી સ્નેહીદાસજી સાહેબ-પીપળી | મો. ૯૪૨૯૮૫૨૭૭૮ |
| ૧૩. | રણધીકપુર | - | મહંતશ્રી ચંદનદાસજી સાહેબ-રણધીકપુર | મો. ૯૯૦૯૮૫૦૮૫૪ |
| ૧૪. | સંતરામપુર | - | શ્રી સતીશભાઇ ગણાસવા-લીલવાસર | મો. ૯૯૦૯૪૫૫૯૨૪ |
| ૧૫. | ફતેપુરા | - | શ્રી દીનદયાળમાલ સાહેબ-ચીખલી | મો. ૯૯૭૮૯૧૭૫૨૯ |

॥ સત્યનામ ॥

# ટ્રસ્ટી મંડળ - કારોબારી સમિતિ

# સદગુરૂ કબીર સંદેશ - અનુક્રમણિકા

॥ સત્યનામ ॥

## મંગલા ચરણ

નમઃ સદગુરુદેવાય, નમો મંગલ રુપિણે ।
નમઃ સત્યસ્વરૂપાય, કબીરાય નમોનમઃ ॥
શાન્તાકારમશેષ સદગુણુતં, ચન્દ્રાવદાત પ્રભુમ્ ।
લોકાતીત મહોદયં સુખકરં, જ્ઞાનેકગમ્યમ પ્રભુમ્ ॥
ધ્યાનેનાખિલ પાપતાપ હરણં, પ્રાજ્ઞૈઃ સમીપ્યં સદા ।
વન્દેહુહં કરુણાકરં, ગુરુવરં કબીરામાનન્દમ્ ॥

શાંત સ્વરૂપ, સંપૂર્ણ સદગુણોથી યુકત, ચંદ્રમાની સમાન નિર્મળ કાંતિવાળા, સમગ્ર લોકોથી અધિક મહિમાવાળા, સુખકારી, જ્ઞાન માત્રથી પ્રાપ્ત થવા યોગ્ય, સર્વસમર્થ, ધ્યાન ધરવાથી સમસ્ત પાપો અને તાપો હરણ કરવાવાળા, વિદ્ધાનોથી સદા સ્તુતિ કરવા યોગ્ય, પરમઆનંદ આપનારા કરુણાના સાગર એવા સદગુરુ કબીર સાહેબને વંદન-બંદગી કરું છું.

## વંદના

ગુરુ દાતા મ્હાને સજીવન મોહર દઈ
છિન છિન પાપ મારા કટબા લાગા
બઠણે લાગી મ્હારી પ્રીત નઈ ...ગુરુ
બાદલો થોડો સાહેબા બરખા હૈ ભારી
ચૌદિશ લાલી રહી સમાઈ...ગુરુ
અમરા પુર કે માંહી ખેતી ભઈ
હીરા નગરી ઉ ભેંટ ભઈ...ગુરુ
કહે કબીર સુનો ભાઈ સાધો
દિલકી દુબધ્યા દૂર હો ગઈ ...ગુરુ

॥ સત્યનામ ॥

# સંપાદકીય

જગતમાં જનની, જનક અને ગુરુનું ઋણ ચુકવી શકાતુ નથી. ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં ઋણમાંથી મુક્તિ મળતી નથી. ગુરુના આપણા ઉપરના મહાન ઉપકારો ના ઋણ સ્વીકાર અને ઋણ સ્મરણનું પર્વ એટલે જ "ગુરુપૂર્ણિમા."

પૌરાણિક ઈતિહાસ મુજબ સૌ પ્રથમ ભગવાન વેદ વ્યાસનું પૂજન નૈમિષારણ્ય માં વસતા સૌનક ઋષિ એ કર્યુ. વર્ષોની સાધના અને ઉપાસના કરવા છતાં સૌનક ઋષિ ને ઈશ્વરની અનુભૂતિ થતી નહોતી. એટલે ભગવાન વેદ વ્યાસની દિવ્ય દ્રષ્ટિએ એમનામાં આત્મજ્ઞાનની જ્યોત પ્રગટાવી. ઋષીકાલીન યુગથી ગુરુપૂર્ણિમાં ના દિવસે ગુરુ મહિમા સાથે અનેક સ્થળોએ ગુરુપૂર્ણિમા પ્રથા પ્રચલિત છે.

"ગુરુપૂર્ણિમા" આધ્યાત્મિક જગતનું મહાન પર્વ છે. સંસ્કૃતિના ઈતિહાસમાં અષાઢી પૂર્ણિમા - વ્યાસ પૂર્ણિમાના દીવસે ભારતભરમાં ગુરુ પૂજન કરવાનો રિવાજ છે.

"ગુરુપૂર્ણિમા" સદગુરુ પાસે થી દીક્ષા લઈ સાચા અધિકારી શિષ્ય બનવાનો પવિત્ર સૌભાગ્યશાળી દિવસ મનાય છે.

આ શરીર આધ્યાત્મિક માર્ગની પ્રથમ નિસરણી છે. આધ્યાત્મિક માર્ગમાં પ્રવેશતા પૂર્વે સંત-સદગુરુમાં પૂર્ણ શ્રધ્ધા રાખીને તેઓના માર્ગ દર્શન - ઉપદેશ પ્રમાણે ચાલવું જોઈએ. ગુરુ આજ્ઞાનું બુધ્ધિથી યોગ-અયોગ્ય કર્યા વગર સંપૂર્ણ પાલન કરી મનુષ્ય જીવનને ધન્યતા તરફ વાળવું જોઈએ. સદગુરુની કૃપાથી સર્વધર્મ સમભાવ, સર્વમાં એક જ સત્યેશ્વરના દર્શન થાય તેવી સમદ્રષ્ટિ કેળવવી જોઈએ.

પોતાના પદની પરખ ધાર્મિક સંસ્કાર, વ્યસન નાબૂદી, જીવન મુલ્યોમાં અહંકારથી થતું નુકશાન, વેર, વહેમ અને વિષયથી આધ્યાત્મિક જાગૃતિમાં અવરોધ જેવી ઘટનાઓથી સંતો, મહંતો અને ભક્તોએ મર્મજ્ઞ બનવાની જરૂર છે.

કબીર પંથ સમાજ સેવા ટ્રષ્ટ (પંચમહાલ-દાહોદ-મહીસાગર જિલ્લા) દ્વારા "આધ્યાત્મિક જન ચેતના જાગૃતિના જ્ઞાનયજ્ઞ કાર્યમાં આપ સૌનો સાથ અને સહકાર આપતા રહેશો તો સર્વ ધર્મ સમભાવ કાર્યમાં અમૂલ્ય સેવા બજાવી ગણાશે.

મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ કંબોઈ

# સંકલ્પ

ગુરુ ભક્ત હમ બનેંગે...
સંકલ્પ હો હમારા, ગુરુ ભક્ત હમ બનેંગે.
ગુરુ ભક્ત બન ગયે તો, સદજ્ઞાન ભી લહેંગે.
ગુરુ ભક્તિ પદ કઠિન હૈ, આપતિયાં હૈ ભારી.
મન મેં પ્રસન્ન હો કર, સબકો સહન કરેંગે
હમ એક હી લગન કે, હૈ ભક્ત ન્યારે ન્યારે.
લગતે હૈ કિતને પ્યારે, નિર્મલ સદા રહેંગે.
હમ એક હી ગુરુ કે, શિષ્ય ન્યારે ન્યારે.
લગતે હૈ કિતેને પ્યારે, ચરણોમેં નત રહેંગે.
ગુરુ ધરતો એક હી હૈ, વ્યક્તિ હૈ ન્યારે ન્યારે.
લગતે હૈ કિતને પ્યારે, તેજસ્વી હમ બનેંગે.
ગીતા પુરાણ બીજક, સદગ્રંથ આદિ જે તે.
ચિંતન મનન હંમેશા, કરતે રહે કરેંગે.
ગુરુ ભક્તિ સંત સેવા, સત્સંગ ભાવ પાવન.
આદર્શ યુક્ત જીવન, હમતો સદા ગહેંગે.

ઈન્સાન હમ બનેંગે.
સંકલ્પ હો હમારા, ઈન્સાન હમ બનેંગે.
ઈન્સાન બન ગયે તો, ભગવાન ભી બનેંગે.
હમ એકહી ગગનકે, ચમકે હુએ સિતારે.
લગતે હૈ કિતને પ્યારે, હસતે રહે હસેંગે.
હમ એક હી ચમન કે, ફૂલ હૈ ન્યારે ન્યારે.
લગતે હૈ કિતને પ્યારે, ખીલતે રહે ખીલેગે.
મંદિરતો એક હી હૈ, દીપક હૈ ન્યારે ન્યારે.
લગતે હે કિતને પ્યારે, જલતે રહે જલેંગે.
હો બુધ્ધ જૈન મુસલીમ, હિન્દુ હો યો ઇસાઇ.
આપસ મેં ભાઇ ભાઇ, સબકે ગલે મિલેગે.
બીજક કુરાન આગમ, ગુરુ ગ્રંથ કૃષ્ણ ગીતા.
ઈન્સાનીયતકી ગાથા, હમ પ્રેમ સે પઢેગે.

સંકલન
સુધીરભાઇ સોલંકી
જેસાવાડા

# સંકલ્પ

ગુરુ ભક્ત હમ બનેંગે...
સંકલ્પ હો હમારા, ગુરુ ભક્ત હમ બનેંગે.
ગુરુ ભક્ત બન ગયે તો, સદજ્ઞાન ભી લહેંગે.
ગુરુ ભક્તિ પદ કઠિન હૈ, આપતિયાં હૈ ભારી.
મન મેં પ્રસન્ન હો કર, સબકો સહન કરેંગે
હમ એક હી લગન કે, હૈ ભક્ત ન્યારે ન્યારે.
લગતે હૈ કિતને પ્યારે, નિર્મલ સદા રહેંગે.
હમ એક હી ગુરુ કે, શિષ્ય ન્યારે ન્યારે.
લગતે હૈ કિતને પ્યારે, ચરણોમેં નત રહેંગે.
ગુરુ ધરતો એક હી હૈ, વ્યક્તિ હૈ ન્યારે ન્યારે.
લગતે હૈ કિતને પ્યારે, તેજસ્વી હમ બનેંગે.
ગીતા પુરાણ બીજક, સદગ્રંથ આદિ જે તે.
ચિંતન મનન હંમેશા, કરતે રહે કરેંગે.
ગુરુ ભક્તિ સંત સેવા, સત્સંગ ભાવ પાવન.
આદર્શ યુક્ત જીવન, હમતો સદા ગહેંગે.

ઈન્સાન હમ બનેંગે.
સંકલ્પ હો હમારા, ઈન્સાન હમ બનેંગે.
ઈન્સાન બન ગયે તો, ભગવાન ભી બનેંગે.
હમ એકહી ગગનકે, ચમકે હુએ સિતારે.
લગતે હૈ કિતને પ્યારે, હસતે રહે હસેંગે.
હમ એક હી ચમન કે, ફૂલ હૈ ન્યારે ન્યારે.
લગતે હૈ કિતને પ્યારે, ખીલતે રહે ખીલેંગે.
મંદિરતો એક હી હૈ, દીપક હૈ ન્યારે ન્યારે.
લગતે હે કિતને પ્યારે, જલતે રહે જલેંગે.
હો બુધ્ધ જૈન મુસલીમ, હિન્દુ હો યો ઇસાઇ.
આપસ મેં ભાઇ ભાઇ, સબકે ગલે મિલેંગે.
બીજક કુરાન આગમ, ગુરુ ગ્રંથ કૃષ્ણ ગીતા.
ઈન્સાનીયતકી ગાથા, હમ પ્રેમ સે પઢેંગે.

સંકલન
સુધીરભાઇ સોલંકી
જેસાવાડા

# વ્યાસપૂર્ણિમા

વ્યાસપૂર્ણિમાનોઇતિહાસઅનેઉદ્દેશ.

મહાભારત, બ્રહ્મસૂત્ર, શ્રીમદ ભાગવત વગેરેના રચયિતા મહાપુરુષ વેદ વ્યાસજીના જ્ઞાનનો મનુષ્ય માત્ર લાભ લે તે એ માટે વ્યાસપુર્ણિમાને ગુરૂપુર્ણિમાને અષાઢી પૂનમને દેવતાઓએ વરદાનોથી શણગારી દીધી, કે આજના દિવસે જે સત શિષ્યસદગુરુના દ્વારે જશે, તે સદગુરુના ઉપદેશ, સદગુરુના સંકેતો અનુસાર ચાલશે, સદગુરુનું સાનિધ્ય પામશે અને બાર મહિના વ્રત-ઉપવાસ નું ફળ આ પૂનમના વ્રત ઉપવાસ માત્રથી મળી જશે.

વસ્તુ જેટલી સુક્ષ્મ હોય છે તેટલી જ એ વિભુવ્યાપક હોય છે. અને જેટલી વિભુ હોય છે એટલી જ સ્વતંત્ર પણ હોય છે. તમારા શરીર કરતા તમારુ મન વ્યાપક છે શરીર તો ગાડીની મુસાફરી કરશે, પરંતુ મન તો ફટાકથી ઘરે પહોંચી જશે. એટલે જ કહેવાયું છે, કે, પવન કરતા મનની ગતિ વધારે છે. મન કરતા તમારી મતિ, મતિ કરતા જીવ, અને જીવ કરતા આત્મા વધારે વ્યાપક હોય છે. આવા વ્યાપકનું જ્ઞાન આપનારા જે મહાપુરુષ નું જ્ઞાન સમાજને મળતું રહે. સમાજ ખાઇ પીને પોતાની જીંદગી ન વિતાવી દે, પરંતુ આ અત્યંત દુર્લભ મનુષ્ય, શરીર દુર્લભ ચીજ પરમાત્મા સુખ પામવા માટે મળ્યા છે. આવા જ્ઞાનની, સત્સંગની જે સુંદર વ્યવસ્થાઓ મહાપુરુષોએ કરી છે એનો લાભ સમાજને મળતો રહેશે એના માટે વ્યાસ પૂર્ણિમા ઉજવવામાં આવે છે.

વ્યાસ પૂર્ણિમા ભારતમાં તો અનાદિ કાળથી ઉજવવામાં આવે છે, પરંતુ ધરતીના અન્ય દેશોમાં પણ ઉજવવામાં આવે છે. છતાં ફક્ત ભારત દેશમાં જ આવા મહાપુરુષોની પરંપરા ચાલુ રહી છે. અને આવા મહાપુરુષો ફરી લાભ લઈ પોતાની સાત-સાત પેઢીઓ તારનારા સત્પુત્રો, સત્પાત્રો પણ આજ દેશમાં થાય છે. આથી જ આજે પણ ભારતમાં વ્યાસ પૂર્ણિમાનો મહોત્સવ સુરક્ષિત છે. દેશભરમાં જ્યાં જ્યાં સારા ઉચ્ચ કોટિના ઉચ્ચ આદર્શોના ધણી ઉચ્ચ નિયમ સંયમના ધણ, ઉચ્ચ અનુભવી અને ઉચ્ચ પ્રકાશના ધણી ગુરુઓ છે. ત્યાં- ત્યાં આ વ્યાસ પૂર્ણિમાં ઉજવવામાં આવે છે.

જ્યાં સુધી માનવજાતીને સાચા સુખની આવશ્યક્તા છે અને સાચા સુખનો અનુભવ કરાવનાર ગુરુ જ્યાં સુધી ધરતી પર છે ત્યાં સુધી ગુરુઓના આદર-પૂજન થતા જ રહેશે. ગુરુનું પુજન ગુરુનો આદર છે. સત્યનો, જ્ઞાનનો આદર છે. પોતાના જીવનનો આદર છે. જે પોતાના મનુષ્ય જીવનનો આદર નથી જાણતો એ સદગુરુનો આદર શું જાણી શકે ? ગુરુનું જ્ઞાન લહેરનો સાગર છે અને શિષ્ય રુપી ચંદ્રને જોઇને ઉછળે છે. નિર્મળ બુધ્ધિ થઇ જાય છે. નિર્મળ બુધ્ધિમાં કોમળતા આવે છે. આ નિર્મળ બુધ્ધિ શુધ્ધ હ્રદયમાં જ્ઞાનનો ઝગમગતો પ્રકાશ આનંદ નિત્ય નવીન રસ પ્રગટાવવામાં સમક્ષ હોય છે.

મહંતશ્રીદયાનંદદાસજીસાહેબ

કંબોઇ

# વ્યાસજીના મતે સાચા સદગુરુ

વેદ વ્યાસજીના પુત્ર શુકદેવજીને જ્ઞાનતો સહજ પ્રાપ્ત હતુ. તેમને સંસારનો પ્રપંચ સમજાતો ન હતો. તેથી તે વિશે તેઓ ચિંતન કર્યા કરતા હતા. સતત સત્ય ચિંતન કરતા કરતા તેમનામાં વિવેક જાગ્રત થયો અને વિવેકથી વિચાર કરતા કરતા લાંબા ગાળે તેમને સત્ય લાધ્યું. તેમને સંસાર મિથ્યા લાગ્યો.

શુકદેવજી વ્યાસમુનિને મળવા ગયા ત્યારે તેઓ ધ્યાનમાં બેઠેલા હતા એટલે શુકદેવજી પણ પિતાની પાસે આસન જમાવીને બેઠા. અમુક સમય પછી વ્યાસજી ધ્યાનમાંથી બહાર આવ્યા. એટલે તેમણે તેમની સાથે થોડીક ઔપચારિક વાતો કરી પછી તેમણે પોતાની શંકાનું નિવારણ માટે વ્યાસજીને પૂછયું , “ પિતાજી ઘણા સમયથી મારા મનમાં એક પ્રશ્ન ઉત્પન્ન થયો છે ? આ સંસાર રૂપી પ્રપંચ કેવી રીતે ઉત્પન્ન થયો છે? કોણે ઉત્પન્ન કર્યો છે ? અને ક્યારે તે શાંત થશે ?

વ્યાસજીએ શુકદેવજીને યથાર્થ ઉપદેશ આપ્યો પણ તેમના મનનું સમાધાન થયુ નહિ. શુકદેવજીને થયુ કે, પિતાશ્રી એ જે કહ્યુ, તે તો હુ જાણું છું. મને એમ હતુ કે, તેમની પાસેથી મને કંઇ વિશેષ મળશે પણ તેઓ પુત્રની માયામાં ફસાયેલા છે તેથી તેમને પુર્ણ જ્ઞાન થયું એમ લાગતું નથી. માટે પૂર્ણ જ્ઞાન મેળવવા માટે અન્ય કોઈની પાસે જવું પડશે અને એમ વિચાર કરતા તેઓ ઘર છોડીને બહાર નિકળ્યા. શુકદેવજી આમતો જન્મથી જ જ્ઞાની વૈરાગી હતા તેથી તેમને ઘરનો કોઈ મોહ ન હતો પણ શુકદેવજી આમ ઘર છોડીને જતા જોઇને વ્યાસજી ઘણા વ્યાકુળ થઇ ગયા અને તેઓ હૈ પુત્ર હૈ પુત્ર એમ બોલતા પાછળ દોડયા આમ શુકદેવજી આગળ અને વ્યાસજી પાછળ ચાલતા જાય છે.

ત્યાં માર્ગમાં ગંગા નદી આવી તે સમયે ગંગામાં સ્નાન કરવા સ્વર્ગ માંથી કેટલીક દેવકન્યાઓ આવી હતી. શુકદેવજી તો જન્મથી સંસારથી નિર્લેપ હતા તેથી તેઓ વસ્ત્ર પરિધાન કરતા નહિ અને નગ્ન જ રહેતા હતા દેવ કન્યા એ જાયું કે નગ્ન શુકદેવજી ગંગાની નજીક આવી રહ્યા છે. એટલે તેમને શુકદેવજીને વંદન કર્યા. શુકદેવજીએ સ્વર્ગની આ અપ્સરાઓને નદીમાં સ્નાન કરતા જોઇ, પણ તે તો ન જોયા બરાબર હતુ , કારણ કે તેમની અંતરદ્રષ્ટિ બ્રહ્મ માં સ્થિર થયેલી હતી. જ્યાં શુકદેવજી ના દર્શનથી અપ્સરાઓના મન શાંત થઇ ગયા અને તેમનામાં વૈરાગ્યભાવ જાગ્યો. એટલામાં તો પાછળ વેદ વ્યાસ આવી પહોંચ્યા. તેમણે તો વસ્ત્ર પહેરેલ હતા પણ તેમને જોતાંજ આ અપ્સરાઓ ને સંકોચ થયો અને તેમને લજ્જા થી મસ્તક નીચા કરી દીધા. આ જોઇને દેવકન્યાઓને તેમના સંકોચનું કારણ પૂછયું. દેવ કન્યાઓએ વ્યાસજીના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો પણ પછીથી એક જણે ,કહ્યું કે, “ક્ષમા કરજો પણ અમને જોવાની સૂક્ષ્મ વાસના હજી તમારામાં રહેલી છે . જે અમને વર્તાય છે, એટલે અમે તમને

જોતા લજ્જાથી મસ્તક ઝૂકાવી દીધા." વ્યાસજી એ મૂંઝાઇ ગયા. તેમણે કહ્યું ," આગળ મારો પુત્ર શુકદેવ તો નિવસ્ત્ર અવસ્થામાં હતો છતાય તમે તેને જોઇને વંદન કર્યા અને મને જોઇને દ્રષ્ટિ નીચી કરી દીધી એ વાત મને સમજાતી નથી.

દેવકન્યાઓએ કહ્યું કે, તમારો પુત્ર અધ્યાત્મમાં તમારાથી ઘણો આગળ છે. જ્ઞાની છે. જીતેન્દ્રિય છે, છતાંય તમારા મનમાં સૂક્ષ્મ કામનો વાસ વર્તાય છે. ત્યારે શુકદેવજીની દ્રષ્ટિ દિવ્ય છે. તેમની દ્રષ્ટિમાં સ્ત્રી - પુરુષ નો કોઇ ભેદ નથી. તેમને જોતા અમારા ચિંત શાંત થઇ ગયા મને મનમાં વૈરાગ્યભાવ જાગ્યો. તેથી અમે તેમને વંદન કર્યા.

પિતાજીને પાછળ આવતા જોઇને જરા થોભેલા શુકેદવજીએ દેવકન્યાઓનો અને વ્યાસજીનો વાર્તલાપ સાંભળ્યો. તેનાથી તેમના મનમાં સૂક્ષ્મ અભિમાન થયું. તેમણે પિતાજીને કહ્યું ," તમે મારી પાછળ ના આવો હું પૂર્ણજ્ઞાનની પ્રાપ્તિ માટે જાઉ છું. તમે મારો મોહ છોડીને પરમતત્વ આત્મસાત કરો.

વ્યાસજી સત્યનિષ્ઠ હતા. મહાજ્ઞાની હતા. તેઓ વાતને સમજી ગયા તેમને લાગ્યું કે, શુકદેવજી બ્રહ્મને આત્મસાત કરવાની નજીક પહોંચી ગયો છે. પણ તેનામાં સૂક્ષ્મ અભિમાન છે. જ્યાં સુધી તેનામાં સૂક્ષ્મ અભિમાન હશે ત્યાં સુધી બ્રહ્મ અવસ્થામાં તે પૂર્ણતા પ્રતિષ્ઠિત થઇ શકશે નહિ . તેમણે શુકદેવજીને કહ્યું " શુકદેવ તારી વાત સાચી છે. તે કહેવા માટે હું તારી કદર કરું છું. હવે હું જરૂર પાછો વળીશ. મારામાં સૂક્ષ્મ કામ હોવાને કારણે કદાચ હુ અટકી પડયો હોઇશ, પણ તું સુક્ષ્મ અભિમાન ને કારણે રોકાઇ જઇશ .તારું સૂક્ષ્મ અભિમાન ગુરુના સ્પર્શ વિના નહી જાય. માટે હું તને પિતા તરીકે સલાહ આપું છું કે, તું ગુરૂ કર. ગુરૂ વિના તારું જ્ઞાન પૂર્ણ નહિ થાય અને ગુરુને સમર્પિત થયા વિના તારું સૂક્ષ્મ અભિમાન ગળશે નહિ.

પિતાજીની વાત સાંભળીને શુકદેવજી વિચારમાં પડી ગયા થોડીક વાર તેઓ અંતરમનમાં ઉતરી ગયા તેમણે કહ્યુ ," પિતાજી ! તમારી સલાહ મારા માટે આદેશ છે. તમે જ્ઞાની છો. શાસ્ત્રોના પારગામી છો. તમે જ મને જણાવો કે, મારે કોને ગુરૂ કરવા ! તમે મને એવા ગુરૂ બતાવો કે, જેમના જ્ઞાન અને ચારિત્ર્યના સ્પર્શથી હું પૂર્ણતા પ્રાપ્ત કરી શકું !

વ્યાસજીએ સ્નેહથી શુકદેવને કહ્યું, "તું જનકરાજા ને ગુરૂ કર. સંસાર તેમને જનકવિદેહી તરીકે ઓળખે છે. તેઓ દેહમાં છે. પણ તેઓ દેહભીત અવસ્થામાં વર્તે છે. તેઓ શરીરી છે છતાંય દેહાધ્યાનસ થી મુક્ત છે.

તેઓ પોતાને પોતાનાથી અળગા રહી ને જોઇ શકે છે. તું તેમની પાસે જા તેમનો વિનય કરજે અને તેમને સમર્પિત થઇને રહેજે "

અને શુકદેવજી પિતાજીની ચરણસ્પર્શ કરી તેમના આશીર્વાદ લઇને જનકરાજાની પાસે જવા માટે ત્યાંથી નીકળી ગયા.

રમેશભાઇ ખાંટ

ઘાવડી ફળિયા

# ગુરૂપૂર્ણિમા નિમિતે ગુરૂ વિષે

પ્રથમ વંદો ગુરુ ચરણ, જીવન અગમ ગમ્ય લખાઇયા.
ગુરુ જ્ઞાન દીપ પ્રકાશ કરી પટ, ખોલી દરશ દીખાઇયા.
જેહી કારણે સિદ્ધા પચે સો, ગુરુ કૃપા પાઇયા.
અકહ મૂરતી અમીય સુરતી તાંહી જાય સમાઇયા.

મહાપુરુષ કહી ગયા છે કે, આપણને આ અણમોલ માનવ જીવન મળેલું છે જે દુર્લભ છે.

મનુષા કેહ દેવકો દુર્લભ સો દેહી તુમ પાઇ.
અવસર બહોત ભલો મેરે ભાઇ. (સદગુરુ કબીર સાહેબ)

દુર્લભ માનવ જીવન તો મળ્યુ, પરંતુ કહેવાય છે કે જ્યારે બાળક માતાના ગર્ભમાં હોય છે ત્યારે તે અંધાકારમાં હોય છે. જ્યારે જન્મ થાય છે સંસારમાં આવે છે ત્યાર બાદ ધીરે ધીરે તેની આંખો ખુલે છે અને તેને ધીરે ધીરે પ્રકાશનો અનુભવ થાય છે. આ પ્રકાશમાં તેને આખો સંસાર ધીરે ધીરે દેખાય છે. જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેને પપતાની આંખો વડે જે સંસાર જુએ તેનો અનુભવ થાય છે.જુદા જુદા લોકોની ઓળખાણ પણ તેને આ આંખો દ્વારા થાય છે. જેમ જેમ બાળક મોટું થાય છે તેમ તેમ આ અનુભવમાં વધારો થાય છે. પરંતુ સાચી આંખો તો ત્યારે ઉઘડે છે જ્યારે કોઇ સદગુરુની પ્રાપ્તિ થાય છે. જે તેના અંતરના ચક્ષુ ખોલી અંતરમાં પ્રકાશ કરે છે. બહારના પ્રકાશની જરૂર છે પરંતુ તેમાં જ્યાર સુધી સાચી સમજ પ્રાપ્ત નથી થતી ત્યાર સુધી ભટકવું જ પડે છે. માટે જ કહેવાય છે કે, માતા પિતા તો જન્મના નિમિત્ત ભન્યા છે,. તેમનુ ઋણ ચુકવી શકાય છે પરંતુ સદગુરુનું ઋણ ચુકવી શકાતું નથી કારણ કે ગુરૂ જ તમને આ સંસારને જોવા વાળો જે તમારી આંખો ની પાછળ બેઠો છે જેના દ્વારા જ તમે આખા સંસારની ઓળખાણ કરો છો તેની ઓળખાણ કરાવે છે. માટે જ સંસારમાં ગુરુ નો મહિમા છે. શાસ્ત્રો એ કહ્યું છે,

ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ, ગુરુ દેવો મહેશ્વરા.
ગુરૂ સાક્ષાત પરબ્રહ્મા, તસ્મે શ્રી ગુરુવે નમઃ .
અખંડ મંગલાકારં, વ્યાપ્તં યેન ચરાચરં ,
તત્પદં દર્શિતિમ્ યેન, તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥

માટે જ પ્રથમ વંદના ગુરુદેવને છે. શરુમાં જે સાખી છે તેમાં પ્રથમ વંદના ગુરુદેવને છે કારણ કે જે ગમમાં એટલે કે બુધ્ધિમાં જે જ્ઞાન પ્રાપ્ત થતું નથી તેવું અગમ્ય જ્ઞાન આપણને ગુરૂ જ લખાવી શકે છે. ગુરુ જ સમજાવી શકે છે. જે જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે સિધ્ધ પુરુષો જંગલોમાં જઇને તપશ્ચર્યા કરે છે. કેટલા ય વર્ષો બગાડે છે. જીવનના તે અવિનાશી સ્વરૂપનું જ્ઞાન ગુરુ સંતો સહજમાં કરાવી દે છે. ગુરુકૃપાના આપણે પાત્ર બનીએ તો એ જ્ઞાન સહજમાં જ પ્રાપ્ત થાય છે. જેના માટે આપણે જંગલમાં જવાની જરૂર નથી.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે,

મોકો કહાં ઢંઢેરે બંદે, મે તો તેરે પાસમે ।
ના મૈં મંદિર ના મૈં મસ્જીદ, ના કાબા કૈલાસ મે ॥
ના મૈં જપમેંના મૈ તપમે, ના મૈ વ્રત ઉપવાસમે ।
નાહીં જોગમેં નાહી જાપમે, નહી યૈરાગ સન્યાસમે ॥
ખોજી હોય તો તુરત મીલ જાઉ, પલ ભરકી તલાશમે ।

મૈં તો હું વિશ્વાસમે, સબ શ્વાસનકી શ્વાસમે ॥

તમારો સાહેબ તમારો માલિક તમારી પાસે જ છે. ફક્ત કમી છે તો તેને ઓળખવાની કમી છે. આ સંસાર યાત્રામાં આપણે યાત્રા તો કરી છે. પરંતુ બહારની દિશામાં યાત્રા કરી છે. માટે જ ભટકાવ છો, સાચી યાત્રા તો આપણી ત્યારે જ થાય છે જ્યારે કોઇ ગુરુ સદગુરુ સંત આપણને સાચો રસ્તો બતાવે. માટે જ દરિયા સાહેબે પણ કહ્યું,

દરિયા સત્તગુરુ શબ્દસો, મિટ ગઇ ખેંચાતાની ।
ભરમ અંધેરા મિટ ગયા, કોણ પદ નિરબાની ।

જીવનમાં બહું ખેંચાતાણ હતી, કોણ સાચું કોણ ખોટુ ? કોણ શુભ, કોણ અશુભ ? ક્યા મંદિરે જઉ કોની પૂજા કરું ? ક્યા શાસ્ત્રને પકડું ? કઇ નાવ પર સવાર થાઉ ? કેવી રીતે ભવસાગરને પાર કરીશ ? બહુ ખેંચતાણ હતી. ખેંચતાણ મટી ગઇ. કારણ કે, એ ગુરુના એક શબ્દ માં બધા જ ગુરુઓના શબ્દ સમાયેલા છે. માટે જ સદગુરુ કબીર સાહેબે કહ્યું છે,

એક શબ્દ ગુરુ દેવકા, તાકા અનંત વિચાર ।
થાકે મુનીજન પંડિતા, વેદ ન પાવે પાર ।

એક શબ્દ પણ કાનમાં પડી જાય તો સત્યનો એક પ્રકાશનું કિરણ પ્રવેશ કરી જાય, તમારા અંધકાર પૂર્ણ હૃદયમાં બસ " ભરમ અંધેરા મિટ ગયા ; તે ક્ષણે જ સ્પર્શ થઇ જાય છે. નિર્વાણ.

ધન્યભાગી છે એ લોકો જે શબ્દ માં ઉલઝતા નથી. શબ્દો માં છુપાયેલા નિ:શબ્દને પકડી લે છે. જે પંક્તિઓની વચ્ચે વાંચતા શીખી લે છે. જેને શબ્દો વચ્ચે જોતા આવડી જાય તો તેને માટે એક શબ્દ પણ પુર્તો છે.

પરંતુ એ શબ્દને ગ્રહણ કરવા વાળું હૃદય જોઇએ એ શબ્દ પચવો જોઇએ.

શબ્દ પચા તો સબ પચા ।
મહરી સબ સંસાર ॥

આપણી એવી યાત્રા હોવી જોઇએ. આપણી પાત્રતા કપૂર જેવી હોવી જોઇએ. જેમ કપૂર પર અગ્નિનો એક તણખો પડે અને સળગી ઉઠે આવી પાત્રતા આપણને પ્રાપ્ત થવી જોઇએ. માટે ગુરુનું પ્રથમ કાર્ય છે, તમારા અંતરમાં પાત્રતા આવી જાય. એટલે પહેલા તો ગુરુ તમને કંઠી બોધ કર્યા બાદ સંસારમાં તમારી રહેણી - કરણી કેવી હોય તેના વિષે બોધ આપે. ધીરે-ધીરે એક પ્રક્રિયામાંથી પસાર કરે. જેથી તમારી પાત્રતા કેળવાય.

આમ ગુરુ સંતો પણ તમને ઘણી વાર ટોકે, રોકે તો આપણે સમજવું જોઇએ કે આપણી અંદર પાત્રતા કેળવાય તે માટે મને રોકે છે ટોકે છે, તમે કોઇ અવળા માર્ગે જતા હોવ જે કલ્યાણકારી ન હોય, ત્યારે તમને ટોકે, રોકે તો સમજવું કે હું ધાન્યભાગી છું. કે મને ખબર નથી રસ્તાની અને ગુરુએ સાચો રસ્તો બતાવ્યો. પરંતુ આપણી દશા એવી છે કે, સંતો ગુરુઓ કંઇક કહે તો આપણે સહન કરી શકતા નથી. માર્ગ બદલતા નથી. પછી દુ:ખ આવે ત્યારે ફરીયાદ કરીએ છીએ. આટલી ભક્તિ કરવા છતાં પણ આટલું દુ:ખ શા માટે ? ઘણી વાર મારી પાસે એવા વ્યક્તિઓ આવે છે કે જે મને પ્રશ્ન કરે છે કે આટલી ભક્તિ કરવા છતા પણ દુ:ખ કેમ આવે છે, ત્યારે મારે તેમને કહેવું પડે છે, ભાઇ જેમને જેમને ભક્તિ કરી, સત્યના માર્ગે ચાલ્યા, એમની ડગલે ને પગલે કસોટી થતી હોય છે. આપણી હિન્દુ સંસ્કૃતિમાં બે કથાઓ છે. એક રામાયણ - બીજી મહાભારત. તે સિવાય પણ સંતોના જીવન ચરિત્ર જોઓ. તેમાં પણ જે સત્યના માર્ગે ચાલ્યા તેમની અચૂક કસોટીઓ થાય છે. જે કોલેજમાં ભણવા જાય તેને પરિક્ષા આપવી પડતી હોય છે. જે રખડતો હોય છે અંગુઠા છાપ હોય છે, તેને તો કોલેજમાં શું શાળામાં પણ પ્રવેશ મળતો નથી .માટે સદભાગી છે તે કે જે આ સત્યના માર્ગે ચાલી પડયા છે. અને તેમાં કસોટીમાંથી પાર ઉતર્યા તેને લાયક બન્યા.

મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ
કબીર સમાધિ મંદિર, માંજલપુર, વડોદરા.

# ગુરુદેવની અમીદ્રષ્ટિ

શીખોના બીજા ધર્મ ગુરુ અંગદદેવના દરબારમાં બલવંત અને સતો બે ગવૈયા હતા. સત્સંગ સમયે ભક્તવૃંદને તેઓ તલ્લીન કરી દેતા હતા. સમય જતાં ગુરુ મહારાજની કીર્તી અને શિષ્ય શાખા જેમ-જેમ વધતી ગઇ તેમ તેમ એ ગવૈયાઓનું અભિમાન પણ વધતું ગયું. ગર્વથી કહેવા લાગ્યા ," અમારા ગાયનને લીધે જ ગુરુને શિષ્યો મળે છે. "

એક દિવસ એક વૃધ્ધ શીખે એમને ગાવા માટે કહ્યું. તો એમણે ગુમાન અને લાપરવાહીથી કહ્યું ," તમે અમને શું સમજી બેઠા છો ? અમે કંઇ તમારા જેવા અનાડી લોકો માટે થોડા ગાઇએ છીએ ? "

ગુરુ અંગદદેવ નું મન એ સાંભળીને બહુ દુ:ખી થયું. સાંજના ભજનને સમયે જ્યારે એ બંને ગવૈયા બેઠા ત્યારે એમની તરફ પીઠ (પીઠ) કરીને મોઢું ફેરવીને બેઠા.

ગવૈયા ગુરુની સન્મૂખ આવીને બેઠા પરંતુ એમની વંદના ટાળવાને ગુરુ એ ફરીથી મોઢું ફેરવી દીધું. ગવૈયા એ પૂછયું મહારાજ આજે આપ અમારા પર આટલા રૂઠયા છો કેમ ? અમારા થી કંઇ અપરાધ થયો છે ?

ગુરુએ સવારની વાત યાદ અપાવી કહ્યું " મારા શીખોને જો તમે ભજન ન સંભળાવો તો પછી મારે તમારા ભજન નથી સાંભળવા. " ગુરુનો ગુસ્સો જોઇને બંને જણા પગે પડયા અને ક્ષમા માંગવા લાગ્યા. ગુરુ તો દયા મૂર્તિ હતા. ક્ષમા કરતા શી વાર ? પણ ગર્વ હજી ઉતર્યો ન હતો. એમણે નિશ્ચિય કર્યો કે ગુરુ અમારો પગાર વધારશે તો જ અમે ગાઇશુ.

થોડા દિવસ પછી ગુરુની પાસે આવીને તેઓ કહેવા લાગ્યા " અમારી છોકરીના લગ્ન છે એના ખર્ચને માટે અમારે પાંચસો (૫૦૦) રૂપિયા જોઇએ છે.

ગુરુએ કહ્યું "બે મહિના થોભી જાઓ આવતી વૈશાખ જાય એ તમારો હિસાબ પૂરે પૂરા ચૂકવી દેવામાં આવશે.

જી નહી. એટલા દિવસ રાહ જોવી મૂશ્કેલ છે. અમારે તો આજે ને અત્યારે જ પૈસા જોઇએ. આપ કોઇ પણ રીતે અમારા પૈસા ચૂકવી આપો.

ગુરુએ કહ્યું " કરજ કરવું એ સારું નથી. થોડી ધીરજ રાખો અને જુઓ તો ખરા કે પ્રભુ શું કરે છે?

ગવૈયા તો ગુસ્સાથી ગરમ થઇ ગયા. અમે ગુરુ ભક્તિના પદ ગાઇએ છીએ ત્યારે તો આપનો મહિમા વધે છે. અમે નહિ ગાઇએ તો આપને કોઇ ગુરુ દક્ષિણા પણ નહિ આપે. માટે અમારી માંગણીને ઠેલશો નહી. પૈસા નહી આપો તો અમે તો ઘરે ચાલ્યા જઇશું અને ત્યાં જ પદ ગાઇશું.

ઝગડાની પતાવટ ન થઇ શકી બીજે દિવસે ગવૈયા ગાવા ન આવ્યા સૌજન્ય ધન ગુરુએ એમને તેડૂ મોકલ્યું પરંતુ સાંભળ્યું ન સાંભળ્યુ કરી દીધું. ફરી ખાસ માણસો મારફત સંદશો મોકલ્યો. " મોડૂ ન કરો જલ્દી આવો. "

તો પણ ગવૈયા જિદે ભરાઈને બેસી રહ્યા. ગુરુએ જેમ જેમ નમ્રતા ધારણ કરી તેમ તેમ વધારેને વધારે મોંઘા થતા ગયા અને કહેવા લાગ્યા,

" ગુરુને અમારે કશી કદર નથી. અમારે કારણે જ દરબાર ની શોભા છે. વધારે તો શું ગાયકો ના ગાન વગર સાક્ષાત ગુરુ નાનક સાહેબના દરબારની ખ્યાતિ પણ ન હોત "

એ ગવૈયાઓની કૃતઘ્નતા તો ગુરુએ સહન કરી લીધી. પણ ગુરુ નાનક સાહેબની ગાદીનું અપમાન એમનાથી સહન ન થયું. એમણે શાપ દીધો " એ અનાજને માટે વલખા મારશે અને કોઇ એમને આશરો પણ નહી

આપે."

ત્યાર પછી ગુરુએ પોતાના શીખોને જ ભજન ગાવાનું કામ સોંપ્યુ. સત્કાર્યને માટે કદી લોકોની ખોટ થોડી પડે છે ? દલ્લા નામના ગામેથી ભાઇ રામું, ભાઇ દીપ, ભાઇ ઉગ્રસેન અને ભાઇ નાગવારી પોત પોતાના તાલ, ઝાંઝ અને તંબૂરા લઇને આવી પહોંચ્યા અને ગુરુ દ્રોહિ બલવંત અને સતાને બદલે ભજન ગાઇને ભકતજનોના મન રીઝવવા લાગ્યા.

ગુરુના દરબારમાં સંગીતામૃત અને ભજનાનંદ ની એક ધારી વર્ષા થવા લાગી.

આ તરફ બલવંત અને સતાના ગુરુ પદના પદ ગાવા લાગ્યા એનું તાત્પર્ય એ હતુ કે બધા શીખ, ગુરુ દરબાર છોડીને એમની પાસે આવવા ભેગા થાય પણ એમની તો પુરેપૂરી ફજેતી થઇ. માણસો તો ન આવ્યા પરંતુ એમનું ગાન સાંભળવા કૂતરાયે ન આવ્યા.

ઘરમાં અન્ન નહી અને ખરીદવા માટે ગાંઠે પાઇ પણ નહી. ઉધારતો કોઇ આપતુંય ન હતું. કેટલા વીસુએ સો થાય તેની એમને ખબર પડી ગઇ અને પોતે કરેલા કર્મો માટે પોતાની ઉધ્ધતાઇ અને મૂર્ખાઇ માટે પૂરેપૂરા પસ્તાવા લાગ્યા.

છેવટે ગુરુજી પોતાને માફી આપે તે માટે કેટલાય શીખો ને વિનંતી કરીને કહ્યું ," ગુરુદેવ, અમને કેવળ અન્ન વસ્ત્ર આપીને પોતાની સેવામાં રાખે તો ખુશ થઇશું."

શીખોએ વાત ગુરુ અંગદદેવને કરી. પરંતુ ગુરુએ તો ઉલટી ચેતવણી આપી કે, "ખબરદાર જો હવે પછી ગુરુ નાનકદેવની ગાદીનું અપમાન કરનાર ગુરુ દ્રોહિ ઓ માટે માફી માંગી તો. એવી સુલેહને માટે ફરી કોઇ ન આવે એટલા માટે ગુરુએ કહ્યું , "હવે જો કોઇએ નીચ લોકોનો પક્ષ લઇને મારી સાથે વાત કરવા આવશે તો એમના દાઢી-મૂંછ મૂંડાવી મોઢે મેંશ લગાડીને ઉધા ગધેડા પર બેસાડીને શહેરમાં ફેરવીશ."

બસ માફી માંગવાના બધા જ રસ્તા બીલકુલ બંધ થઇ ગયા. બે મહિના પછી બલવંત અને સતા બંને લાહોરમાં ભાઇ લધ્ધાનો ગુરુ પર સારો પ્રભાવ હતો એટલે એમની પાસે જઇને એમણે ગુરુ સાથેના ઝગડાનું વિસ્તારથી વર્ણન કરી પોતાની તરફેણ કરવાની ભાઇ લધ્ધાને વિનંતી કરી.

ભાઇ લધ્ધાએ વિચાર કર્યો ,"સત્કાર્ય કરવાનો આ સુંદર સુઅવસર છે. તન અને ધન બંને ચીજો નશ્વર જ છે. એક માત્ર સત્કાર્ય જ સાથે આવશે.

આવો વિચાર કરીને એણે બલવંત અને સતાને આગળ મોકલી પોતે દાઢી-મૂંછ મૂડાવી મોઢું કાળું કરીને ગધેડા પર અવળી સવારી એ બેસી ગુરુ ના ગામના પાદરની પ્રદક્ષિણા કરીને ગુરૂ પાસે આવી પહોચ્યાં.

ગુરુએ આશ્ચર્ય ચકિત થઇને પૂછયું "આ શું છે ભાઇ ? લધ્ધાએ નમ્રતાથી ઉત્તર આપ્યો "આપની આજ્ઞા પ્રમાણે જ મેં આ બધું કર્યુ છે હવે તો ગુરુદેવે કૃપા કરવી જોઇએ, બલવંત અને સતા ને ફરીથી આશ્રય આપો. શીખ પ્રમાદી હોવાને કારણે ભુલ કરશે જ પણ ગુરુદેવતો નરી અમી દ્રષ્ટિ રાખવી જોઇએ.

ભાઇ લધ્ધાની વિનંતી ગુરુએ માન્ય રાખી. એની ગુરુ ભક્તિની અને ભૂતદયાની પ્રશંસા કરી અને પોતાના શિષ્યોને પરોપકાર નું મહત્વ કહી સંભળાવ્યું. એમણે કહ્યું. " ઉત્તમ પૂજા એટલે સતનામનું સ્મરણ અને ઉત્તમક્રિયા એટલે પરોપકાર. જેનામાં આ બે ચીજો નથી એના જીવનને ધિક્કાર છે . તે પૂછડા વિનાનો પશું છે.

તે પછી ગવૈયાઓ એ આગળ આવી ગુરુ મહારાજને શાષ્ટાંગ પ્રણામ કર્યા. શરમના માર્યા તેઓ ગુરુની સામે ન જોઇ શક્યા. ત્યારે ગુરુએ એમના વાદ્ય એમના હાથમા આપીને કહ્યું "જે માટે તમે લોકોએ ગુરુની નિંદા કરી હતી તે જ મોઢે એમની સ્તૂતિ કરો. તે તમારી જીતને પુનિત કરશે. આજ્ઞા મળતાં જ બંને એ ગુરુ નાનક અને ગુરુ અંગદદેવની સ્તુતિ ના પાંચ પદોની રચના કરીને રામકલી રાગમાં ગાયા. જે પદો ગુરુ અઝનદેવે શીખ ધર્મ ગ્રંથ "ગ્રંથ સાહેબ" માં મુક્યાં.

નાનજીભાઇ પરમાર
ચાંદોડિયા - અમદાવાદ

# ગુરુનું મહત્વ

વિશ્વવિજેતા મહાન સિકંદર અતિ મહાન દાર્શનિક એરિસ્ટોટલને પોતાના ગુરુ માનતા ને પોતાના પિતાને ન આપે તેટલું માન તેમને આપતા.

કોઈપણ બાબત હોય તો સિકંદર પોતાના આ ગુરુ પાસે જઇને એ બાબત અંગે માર્ગ દર્શન મેળવતા .

સૌથી વિશેષ વાત તો એ હતી કે ,સિકંદરએ એરિસ્ટોટલ ની કોઈપણ આજ્ઞાને દેવાજ્ઞા (ખુવાજ્ઞા) માનતો. તેમની આજ્ઞાનું ઉલંઘન કરવું તે પાપ ગણાતા.

એક વાર તેઓ બંને એક જગ્યાએથી બીજી જગ્યાએ જઇ રહ્યા હતા, માર્ગમાં એક નદી કેટલી ઉંડી હશે એનો ખ્યાલ આવી શકે એમ હતું નહી. આ જોઇને સિકંદરે એરિસ્ટોટલ ને કહ્યું , " ગુરુજી ! પહેલા હું નદી પાર કરીશ અને સામે પાર પહોંચીશ, જો કશુ જોખમ નહી હોય તો આપને નદી પાર કરવા જણાવીશ.

એરિસ્ટોટલે કહ્યું " ના પહેલા હું જઇશ પછી તમે આવજો. સિકંદર જાણે પોતે આજ્ઞા કરતો હોય એવા સ્વરે બોલ્યા કે " હું પહેલા જઇશ ".

એરિસ્ટોટલના મનમાં હતુ કે, આજ સુધી સિકંદરે મારી કોઇ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યુ નથી એટલે મારી આ આજ્ઞાનો અનાદર કરશે નહી. અને નદી પાર કરવા પહેલા મને જવા દેશે. પણ સિકંદરે આજે પહેલીવાર પોતાના ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યુ. નદીને પાર કરીને સામે પાર જઇ ઉભા અને બોલ્યા, ગુરુજી ! હવે આપ આવી જાઓ. કોઇ ભય રાખવાનું કારણ નથી. નદી ખાસ ઉંડી નથી. "

એરિસ્ટોલ નદીની પેલેપાર પહોંચ્યા. ત્યાં પહોંચીને તેમણે સિકંદરેને પૂછયું " તમે કોઇ દિવસ મારી આજ્ઞાનું ઉલંઘન કર્યુ નથી તો આજે મારી આજ્ઞાનુ ઉલંઘન કેમ કર્યુ ?

સિકંદરે એરિસ્ટોટલ ને કહ્યું, ગુરુજી નદી પાર કરવામાં જોખમ હોય અને આપને કશુંક થાય તો જગત ને એક મોટી ખોટ પડે . જગતને મારા જેવા સેંકડો સિકંદરો મળી શકે પણ આપના જેવા તત્વચિંતક મળી શકે નહી. મારા જેવા રાજવીતો ઘણા મળી આવે પણ આપના જેવા જ્ઞાની ન મળી આવે. આ સિકંદર કરતા આપ જેવા જ્ઞાની ગુરૂજીના જીવનની કિંમત ખુબજ મોટી છે. સિકંદરની ની ખોટ પૂરી શકાય પણ આપની ખોટ કદીય પુરી શકાય નહી.

નારાયણભાઈ સોલંકી

સ્વપ્નલોક સોસાયટી, દાહોદ

# ગુરૂ-શિષ્ય

ગુરુ તે માને માનવી, દેખે દેહ વ્યવહાર .
કહે પ્રિતમ નરકે પડે, સંશય નહી વિચાર .

ગુરૂમાન્યા પછી ગુરુને માનવી તરીકે નહી પણ બ્રહ્મસ્વરુપ માનવા જોઈએ. દેહના ધર્મ, દેહના વ્યવહાર જોવા ન જોઈએ.

આમ ગુરુનું પદ તો ભગવાન કરતા પણ ઉચું છે. આજકાલ ગુરુ કરવા જોઈએ. નુગરા ન કહેવાઈએ એટલા ખાતર અમુક લોકો ગુરુ કરે છે. ગુરુ માને છે પણ પછી કોણ ગુરુને કોણ શિષ્ય.

સગાવ્હાલા ને મળવા વરસમાં બે-પાંચ વખત જાય, પણ ગુરુ ને મળવા માટે જવાનો સમય હોતો નથી પણ આજ કાલના ગુરુ પણ એવા છે કે શિષ્યોને સમય ન હોય તો ગુરુ પોતે શિષ્યોને મળવા દર વરસે પહોંચી જાય.

ગુરુ શિષ્યના સબંધમાં લોભ કે લાલચ ન હોવા જોઈએ. ગુરુ શિષ્યના આત્માનું કલ્યાણ ઈચ્છનાર હોવા જોઈએ. અને શિષ્ય મુમુક્ષુ, આધ્યાત્મ માર્ગ જાણવા ઉત્સુક હોવા જોઈએ. ગુરુ ગીતામાં ભગવાન શિવજી કહે છે કે, કોઈ પણ કાર્ય ગુરૂને પુછીને - ગુરૂ કહે તે રીતે કરવાથી જરૂર સફળતા મળે છે.

ગુરુ દત્તાત્રેય ચોવીસ ગુરુ કર્યા એવું ભાગવતમાં વર્ણન આવે છે. પણ એના માટે કોઈ વિધિવિધાન કર્યા હોય એવું વર્ણન નથી. કોઈની પણ પાસેથી જ્ઞાન મેળવવું એ ગુરૂ.

ગુરુ મોટા અને શિષ્ય નાનો એ માન્યતા પણ ભૂલ ભરેલી છે. શિષ્યની ફરજ છે કે ગુરુને મહાનતા આપે ગુરુની સેવા પૂજા કરે પણ ગુરુની ફરજ છે કે તેનામાં મોટાઈ અભિમાન કે મદ ન આવવા જોઈએ.

ગુરુ શિષ્યને પોતાના જેવો બનાવી દે છે પછી નાના-મોટાનો પ્રશ્ન રહેતો નથી.

ગુરુ રસ્તો બતાડે પણ એ રસ્તે શિષ્ય ચાલે તો કલ્યાણ થાય. ન ચાલે તો ગુરુ કાંઈ પરાણે ન ચલાવી શકે.

સાકર, મીઠું, ફટકડી અને ટંકણખારના ટુકડા પડયા હોય અને ગુરુ કહે કે આ સાકર છે તેનો સ્વાદ ગળ્યો છે. હવે સ્વાદનો અનુભવ ગુરુ કરાવી ન શકે. કહી શકે પણ આપણે એ ટુકડાને જીભે અડાડવો પડે તો જ ખબર પડે તોજ સ્વાદ આવે માર્ગ ગુરુ બતાવે, પણ ચાલવું પડે આપણે.

ગુરુના બતાવેલ માર્ગે ચાલીએ નહી અને કહીએ કે અમારા ગુરુમાં કાંઈ નથી અમને કાંઈ સુખ કે જ્ઞાન આપ્યું નહી. તો એ વ્યર્થ છે. આજ કાલ ઘણો ખરો સમાજ ગુરુ પાસે કે સંતો પાસે ભૌતિક સુખો મેળવવા દોડે છે, પણ ભૌતિક સુખો તો તમને તમારા કર્મે કરી ભાગ્યમાં હશે તો મળશે. એ કોઈ પણ વ્યકિત આપી શકે નહી. ખરેખર તો ગુરુ-શિષ્યનો સબંધ સાત્વિક હોવો જોઈએ. એમાં લોભ કે લાલચ ન આવવા જોઈએ. તો જ બંનેનું કલ્યાણ થાય.

જ્ઞાતિવાદ, નાત-જાતના ભેદભાવ, ગુરુ પાસે ન હોવા જોઈએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર ચારેય વર્ણના કોઈ પણ જ્ઞાતિના લોકોએ ગુરુને સંતને તો સમાન જ ગણવા જોઈએ.

પરશુરામજી ક્ષત્રિય સિવાય અન્યને વિદ્યા આપતા. જ્યારે દ્રોણાચાર્ય ક્ષત્રિય સિવાય અન્ય ને વિદ્યા આપતા નહિ. પરિણામ શું આવ્યું ? પરશુરામે કર્ણને શ્રાપ આપ્યો અને દ્રોણાચાર્યે એકલવ્યનો અંગૂઠો કાપીને દક્ષિણામાં લીધો. પરશુરામજી તો ક્ષત્રિયના દુશ્મન હતા છતાં ક્ષત્રિય સૂર્યવંશી શ્રી રામ પાસે નમતું જોખવું પડયું.

ટૂકમાં ગુરુએ નિર્લોભી અને નિરાભિમાની રહેવું. સર્વ સમાન ગણવા અને શિષ્યોને મહાનતા આપવી.

સંતશ્રી મગનદાસજી સાહેબ
સુખસર

# સદગુરુનો પરસાદ

શ્રી રામકૃષ્ણ પરમહંસને જીવનનાં અંતિમ દિવસોમાં ગળાનું કેન્સર થઇ ગયું હતું. ગળામાં બહુ પીડા હતી અને અમનું શરીર એટલું જીર્ણ-શીર્ણ થઇ ગયું હતુ, ફક્ત હાડકા અને ચામડા દેખાય. બસ એમને શરીરની સુધિ ન હતી.

એ મહાપુરુષ ના મહાપ્રયાણના બે દિવસ પહેલા નરેન્દ્રના મનમાં વિચાર આવ્યો કે ,જે રામ અને કૃષ્ણ થયા એ જ હવે રામ કૃષ્ણ થઇને આવ્યા છે. આમ તેઓ વારંવાર કહ્યા તો કરે છે પરંતુ એમના આ કષ્ટ ને જોઇને મનમાં સંશય થયા વિના નથી રહેતો. આ સમયે પણ જો તેઓ પુનઃ એમ જ કહી દે તો એમનું આમ કહેવું તું સત્ય માનીશ.

નરેન્દ્રના મનમાં હજી આ વિચાર આવ્યો જ હતો ત્યાં એકા એક રામકૃષ્ણ ગંભીર સ્વરમાં બોલી ઉઠયા ,"શું હજી પણ શંકા છે ? બરાબર ધ્યાનમાં રાખ કે, જે રામ થયા હતા, જે કૃષ્ણ થયા હતા , એજ અત્યારે રામકૃષ્ણ થયા છે.

નરેન્દ્રનું મસ્તક ઝુકી ગયું, વિવેક જાગી ગયો અને તેઓ વિવેકાનંદ થઇ ગયા તેઓ પોતાના પ્રવચનમાં કહેતા. "ભાઇઓ મર્યાદાની સ્થાપના કરવા માટે જે દશરથનંદન આવ્યા, એ જ પરબ્રહ્મ શ્રી રામ અને શ્રી કૃષ્ણ મારા સદગુરુ થઇને આવ્યા, એ જ શ્રી સદગુરુ દેવનો પ્રસાદ હું તમને વહેંચી રહ્યો છું.

જે ગુરુને શરીર માનશે એ સ્વયં શરીરથી પાર કેવી રીતે જશે ? જે ગુરુ ને કર્તા ભોક્તા માનશે અને ગુરુમાં દોષ જોવા માટે કુબુદ્ધિ રાખશો તે નિંદોષ કેવી રીતે થઇ શકે? ગુરૂના દોષ જોવા માટે શિષ્ય નથી બનાતું. ગુરુના ગુરુત્વ માં જાગવા માટે શિષ્ય બનવામાં આવે છે.

શ્રી રામકૃષ્ણ ને કોઇએ કહ્યું કે, તમે "માં" ને બોલાવતા હતા અને મૂર્તિમાંથી પ્રગટ થઇ જતા હતા. તમે ચાખી ચાખીને માને ભોજન ખવડાવતા હતા અને મા પ્રગટ થઇ ને ખાઇ લેતા હતા. તમે સુગંધ સૂંઘીને પુષ્પ ચઢાવતા હતા અને મા પુષ્પ સ્વીકારતા હતા આ માને છોડી તમે તોતાપુરી ના ચકકરમાં ફસાવાનું કેમ વિચાર્યુ ? તેઓ તો પરમ દિવસે ફલાણી સ્ત્રીના ઘરે રહ્યા હતા. એના જ હાથનું ભોજન કર્યુ હતુ. તેઓ તો આવા છે તેવા છે.

ત્યારે શ્રી રામકૃષ્ણ દેવે જે જવાબ આપ્યો એ દરેક ગુરુ ભક્તે પોતાની હૃદયમાં અંકિત કરવા જેવો છે. શ્રી રામકૃષ્ણે કહ્યું "મારા ગુરુ કતલખાનામાં જાય તો પણ મારા ગુરુ નંદરાય છે. " ગુરુજી શું કરે છે એ નહિ.

તેઓ શું કહે છે એ હું જાણું છું, આવા સત શિષ્ય પછી સત શિષ્ય નથી રહેતા. સદગુરુ થઇ જાયછે. ધન્ય છે આવા સત શિષ્યોના માતા-પિતાને એમના કુળ-ગોત્રને ગુરુમાં દોષ જોનારા તો અભાગિયા જ રહી જાય છે . શાસ્ત્ર કહે છે , "મૂરખ હૃદય ન ચેત યદ્યપિ ગુરુ મિલહી વિરંચી સમ. " આવા મૂર્ખ શિષ્યને બ્રહ્મ વેતા ગુરુ મળે તો પણ એ આધ્યાત્મિક લાભ નથી ઉઠાવતા. નશ્વર સંસાર અને ક્રિયા કલાપોને પોતાની તૂચ્છમતિથી તોળતો રહે છે.

સુરસીંગભાઇ સંગાડા
વાંસિયા

# શરણ

સંતમતમાં શરણ, સમર્પણ કે આશ્રય ને વધારે મહત્વ આપવામાં આવ્યું છે. દરિયાને પાર કરવા માટે ઇચ્છુક વ્યક્તિ નાવિકની સહાય લે છે. એવી રીતે જ્યારે પરમાર્થના સાચા જિજ્ઞાસુને લાગે છે કે, તે પોતાના બળ-બુધ્ધિ દ્વારા સંસારરૂપી ભવસાગર ને પાર કરીને પ્રભુ સાથે મેલાપ કરી શક્તો નથી, તો તે એવા સંત-સદગુરૂ નો આશરો અથવા શરણ શોધે છે, જે પોતે પ્રભુ સાથે મેળાપ કરી ચૂક્યા હોય અને તે પ્રભુ સાથે તેનો મેળાપ કરાવવાની યોગ્યતા રાખતા હોય. પોતાની નિર્બળતાનો અનુભવ અને સદગુરૂની યોગ્યતાનો વિશ્વાસ શરણનો પાયો છે.

નાવમાં સવાર વ્યક્તિ નાવિક પર ભરોસો રાખે છે. ચુપચાપ નાવમાં બેસી રહે છે. નાવને લહેરોના કેટલાય ધક્કા લાગે છે. નાવ કેટલીય વાર ડામાડોળ થાય છે. પરંતુ યાત્રીને પૂરો વિશ્વાસ હોયછે કે, નાવિક નાવને જરૂર પાર લઇ જશે. ગુરૂ નાનક સાહેબની વાણી છે.

પતણ કૂકે પાતણી, વંજોહ ધ્રુક વિલાડ ॥
પાર પવદંડે ડિઠ મૈ, સતિગુરૂ બોહિથ ચાડ ॥

તેઓ કહે છે કે, જેવી રીતે નદી કિનારે નૌકા લઇને ઉભેલો મલ્લાહ પોકારે છે કે, જો પાર જવા ઇચ્છતા હો તો મારી નાવમાં સવાર થઇ જાઓ. એવી રીતે સંસાર રૂપી ભવસાગર ના કિનારે પોતાની નાવ લઇને ઊભેલા સદગુરૂ જીવને પોકારે છે કે, જો તે પાર જઇને પ્રભુને મળવા ઇચ્છતા હોય તો મન મત ત્યાગીને મારી શરણરૂપી નૌકામાં સવાર થઇ જાઓ. નાનકસાહેબ કહે છે કે, સદગુરૂના જહાજ પર ચઢીને અનેક જીવને પાર થતા મેં જોયા છે.

સદગુરૂનું શરણ લેતા પહેલા જીવ મન મરજીના અનેક પ્રકારના સાધનો દ્વારા પ્રભુ સાથે મેળાપ કરવા નો પ્રયત્ન કરે છે. પરંતુ જ્યારે તે સદગુરૂનું શરણ સ્વીકાર કરી લે છે, તો તેણે તે પ્રભુ પ્રાપ્તિ માટે ફક્ત સદગુરૂ દ્વારા બતાવવામાં આવેલી યુક્તિનેજ ને જ સાચી અને યોગ્ય માનવી જોઇએ અને બીજી કોઇ પણ યુક્તિ કે સાધન તરફ મનને જવા ન દેવું જોઇએ. એક મહાત્મા જીવની મનોદશાનો ઉલ્લેખ કરીને કહે છે.

કુછ રેખ દે, કુછ ભેખ દે, કુછ નિગાહે વાલે શેખ દે।
કછુ લાટા વાલી દેવી દે, તે કુછ કુછ બાબે નાનક દે ॥

જે વ્યક્તિ કદી જ્યોતિપીઓની તરફ દોડે છે, ક્યારેક ભેખધારી સાધુઓની પાસે જાય છે, ક્યારેક દેવી દેવતાઓની પૂજામાં લાગી જાય છે અને સાથે જ સંત-સદગુરૂ ના શિષ્ય હોવાનો દેખાડો પણ કરે છે. તે પરમાર્થમાં કદી પણ ઉન્નતિ કરી શકતો નથી. અનેક ધારાઓમાં વહેનારું પાણી ખેતરને સિંચી શક્તું નથી, એક દ્રષ્ટાંત છે : એક ખેડૂતનો બળદ ખોવાઇ ગયો, પહેલા તેણે એક દેવતાના મંદિરમાં જઇને એ માનતા માની કે જો મારો બળદ મળી જાય તો હું વીસ રૂપિયાનો પૂજાપો ચઢાવીસ. ત્યાર પછી તેણે ગામના દરેક ધર્મ સ્થળ પર જઇને એવી જ માનતા માની. શું તેને બધાં ઇષ્ટો પર ભરોસો હતો ? નહી, વાસ્તવમાં તેને કોઇ પણ ઇષ્ટ પર ભરોસો ન હતો.

પરમાર્થમાં પ્રગતિ પોતાનું ધ્યાન બધી બાજુથી કાઢીને પૂરી એકાગ્રતાથી સદગુરુના ઉપદેશાનુસાર ભજન-સ્મરણ કરવા પર આધારિત છે. ગોસ્વામી તુલસીદાસજી લખે છે :

એક ભરોસો એક બલ, એક આસ બિસ્વાસ ।

સ્વૉતિ સલિલ ગુરુ ચરણ હૈ, ચાત્રિક તુલસીદાસ ॥

ચાતકની સામે પાણીની નદીઓ સમુદ્ર અથવા તળાવ ભરેલા હોય તો પણ તે તેની તરફ જોતુ નથી, સદગુરુ ના સેવક ને સદગુરુના બાળકનો જ એક ભરોસો અને વિશ્વાસ હોય. શરણ પ્રાપ્ત કરી ચૂકેલા શિષ્યનું ધ્યાન સદગુરુ સિવાય કોઇ બીજા તરફ ન જવું જોઇએ. આ ભાવને કબીર સાહેબ આ રીતે પ્રગટ કરે છે.

પપિહા કા પન દેખ કર, ધીરજ રહૈ ન રંચ ।

મરતે દમ જલ મે પડા, તઉ ના બોરી ચંચ ॥

તેમનું કહેવાનું તાત્પર્ય છે કે સ્વાતિ બુંદ માટે તડપતો ચાતક નદીમાં પડીને મરી ગયું, પરંતુ તેણે નદીનું પાણી પીવા માટે ચાંચ ન ખોલી. શરણ લેનાર શિષ્યે ચાતકની પ્રતિજ્ઞા જોઇને આ દ્રઢ સંકલ્પ ધારણ કરવો જોઇએ કે તેને સદગુરુ સિવાય ન કોઇ બીજો સ્વીકાર્ય છે અને ન તો કોઇ બીજાની બતાવેલી કોઇ યુક્તિની તેને જરૂર છે.

સાચું શરણ એ છે કે, શિષ્યના હૃદયમાં એ પૂર્ણ વિશ્વાસ હોય કે, સદગુરુ પ્રભુનું રૂપ છે અને સદગુરુની મરજી પ્રભુની મરજી છે. જે શિષ્ય ના હૃદયમાં સ્વપ્નમાં પણ સદગુરુ ના પ્રભુરૂપ હોવામાં સંદેહ પેદા ન થાય, ફક્ત તેનું શરણ જ સાચું છે. એ માનવું ઘણું મુશ્કેલ કાર્ય છે. આ ઘણી દુગર્મ ઘાટી છે. સદગુરુના ઉપદેશાનુસાર ભજન-સ્મરણ કરીને આત્માને આંખોની પાછળ અને મધ્યમાં એકાગ્ર કરવાનો પ્રયત્ન કરવો એ સાચું શરણ પ્રાપ્ત કરવાનો સુગમ માર્ગ છે. ગુરુ અમરદાસજી લખે છે,

નાનક આપ છોડ, ગુરુ માહે સમાવે ॥

હે નાનક મનુષ્ય અહંકાર છોડીને જ ગુરુમાં લીન થઇ શકે છે.

કોઇ શિષ્ય શારીરિક રીતે ગુરુમાં સમાઇ શકતા નથી. ગુરુ સાહેબ ઉપદેશ આપે છે કે તમે સદગુરુ દ્વારા બતાવેલી યુકિત દ્વારા અંતરમાં સદગુરુ નું જ્યોતિમર્ય સ્વરૂપ પ્રગટ કરો અને પોતાની જાતને અભેદ કરી દો. પોતાની જાતને અંતરમાં સદગુરુને સોંપી દેવી એ જ વાસ્તવિક શરણછે.

(સંતમત સિધ્ધાંત)

શૈલેષભાઇ ડામોર

આંબલી

# સાધુ મહાતમ (દર્શન)

કબીર દર્શન સાધુકા, કરત ન કીજૈ કાનિ,
જ્યોં ઉંધેમતે લક્ષ્મી મિલે, આલસસે નિત હાનિ
કબીરા દર્શન સાધુકે, સાહબ આવૈ યાદિ
લેખામેં સોહી ઘડી, બાકીકા દિન બાદિ
દર્શન કીજૈ સાધુકા, દિનમેં કઇ એક બાર
આસો જાકા મેહ જ્યોં, બહુત કર ઉપકાર
કઇ બાર નહિ કરિ સકૈ, દોય વક્ત કરિ લેય
કબીરા સાધુ દરસ સોં, કાલ દગા નહિ દેય
હોય બખત નહિ કરિ સકૈ, દિનમેં કર ઇક બાર,
કબીરા સાધુ દરસતેં, ઉતરે ભવજલ પાર
એક દિના નહિ કરિ સકૈ, દૂજે દિન કરિ લેય
કબીરા સાધુ દરસતે, પાવૈ ઉતમ દેહ
દુજે દિન નહિ કરિ સકૈ, ચૌથે દિન કર જાય
કબીરા સાધુ દરસતે, મોક્ષ મુકિત ફલ પાય
ચૌથે દિન નહિ કરિ શકે, બાર બાર કર જાય
તામેં વિલમ્બ ન કીજીયે, કહે કબીર સમુજાય
બાર બાર નહિ કરી શકૈ, પક્ષ પક્ષ કે સોય
કહે કબીર તા દાસકો, જન્મ સફલ હી હોય
પક્ષ પક્ષ નહિ કરિ શકે, માસ માસ કર ધાય.
યા મેં ભેદ ન કીજિયે , કહૈ કબીર સમુજાય .
માસ માસ નહિ કરી શકૈ, છ ઠૈ માસ અલબતિ.
યામેં ઢીલ ન કીજીયે, કહૈ કબીર અવિગતિ.
છઠે માસ નહિ કરિ શકૈ, બરસ દિના કરિ લેય.
કહે કબીર સૌ સંતજન, યામૈ ચુનોતી દેય.
બરષ બરષ નહિ કરિ શકે, તાકો લાગે દોષ.
કહે કબીર વા જીવસો, કબહૂ ન પાવે મોક્ષ.

સંકલન
સાખી ગ્રંથ
સાખી - ૫૦, ૬૨

# સંત દર્શન મહિમા

કોઇએ સદગુરુ કબીર સાહેબને કહ્યું ,

અમે નિર્ગુણ, નિરાકાર, પરમાત્માને તો નથી જોઇ શકતા છતાં જોયા વિના રહી ન જઇએ એવો કોઇ ઉપાય બતાવો.

કબીર સાહેબ પરમાત્માને જોવા માટે આ ચર્મચક્ષુઓ કામ નથી લાગતી. આથી આ ચક્ષુ વડે તો પરમાત્મા નહિ દેખાય. પરંતુ જોવા માંગતા હો તો જેમના હૃદયમાં આત્મા સ્વરૂપાકાર વૃતિ પ્રગટ થઇ છે. જેમના હૃદયમાં સમતારૂપી પરમાત્મા પ્રગટ થાય છે. અદ્વૈતજ્ઞાન રૂપી પરમાત્મા પ્રગટ થાય છે. એવા કોઇ મહાપુરુપને તમે જોઇ શકો છો એમને જોતાં જ તમને પરમાત્માની યાદ આવી જશે.

અલખ પુરુષકી આરસી, સાધુહી કા દેહ ।<br>
લખા જો ચાહે અલખકો, ઇન્હી મેં લખી લેહ ॥

સાધુનો દેહ એક એવું દર્પણ છે જેમાં તમે એ અલખ પુરુષ પરમાત્માનાં દર્શન કરી શકો છો. આથી અલખ પુરુષને નિહાળવા ઇચ્છતા હો તો કોઇ પરમાત્માના પ્યારા સંત ના દર્શન કરવા જોઇએ.

પરમાત્માને પામવા સરળ હોવા છતાં લોકો એનો ફાયદો લઇ શકતા નથી. સંતો તો બાહ્ય વ્યવહાર જોઇને પોતાની ક્ષુદ્રમતિથી એમને તોલતા રહે છે અને પોતાનું નુકશાન કરે છે.

અયોધ્યા નરેશ દશરથ જેમના ચરણોમાં શીર નમાવીને પોતાને સૌભાગ્યશાળી માને છે અને શ્રીરામ જેમના શિષ્ય છે એવા ગુરુ વશિષ્ઠ ને પણ કહેનારાઓ એ શું શું નહિ કહ્યું હોય?

સદગુરુ કબીર સાહેબે કહ્યું છે કે,

હાથી ચલત હૈ અપની ધૂનમેં ।<br>
કુતિયા ભોંકે વા કો ભોંકન દે ॥<br>
મન તું રામ સુમર જગ લડને દે ॥

જેઓ સંતોના આદર પૂજન અને સેવા કરે છે, તેઓ પોતાનું ભાગ્ય બનાવી લે છે, અને સંતોની નિંદા કરે છે તેઓ પોતાના ભાગ્યને અંધકારમય બનાવે છે. સંતોની નજરમાં કોઇ સારા-નરસા નથી હોતા. સૌ સમાન જ હોય છે. જેવી જેની ભાવના, જેની જેવી દ્રષ્ટિ, જેનો જેવો પ્રેમ ,એવા જ તેને લાભ હાની થાય છે. આજ કાલ કળિયુગનો અલ્પમતિવાળો માનવી ખોટી વાતોનો જલદી સ્વીકાર કરી લેશે. સારી વાતનો સ્વીકાર નહી કરે. સચ્ચાઇ ફેલાવવામાં તો જીવન પુરુ થઇ જાય છે. પરંતુ કંઇક ગરબડ ફેલાવવી હોય તો ફટાફટ ફેલાઇ જાય છે. લોકો તરત કુપ્રચાર ના શિકાર થઇ જાય છે.

આવું ઘણા સંતો સાથે થાય છે. જ્યાં સુધી સારું લાગે છે ત્યાં સુધી લોકો સંતની સાથે હોય છે. અફવા કુપ્રચાર ને લીધે બધા ખસી જાય છે. આવા લોકો સુવિધા ના ભક્ત હોય છે. સંતના ભક્ત નથી હોતા.

સંતનો ભક્ત તો એ છે કે ગમે તેટલી વિપરીત પરિસ્થિતિ આવી જાય, તો પણ એનો ભક્તિભાવ ન છુટે. તેઓ નિ:સ્વાર્થ ભક્ત હોય છે. તેઓ અડગ રહે છે ક્યારેક ફરિયાદ નથી કરતો. તેઓ તો સંતના દર્શન સત્સંગથી આનંદિત રહે છે. કોઇની નિંદા કે વિરોધથી સંતને કંઇ હાનિ નથી થતી અને કોઇના દ્વારા પ્રશંસા કરવાથી તેઓ મોટા નથી થઇ જતા.

ધન્ય છે એવા શિષ્યો ને કે, જેઓ અલખ પુરુષની આરસી સ્વરૂપ બ્રહ્મવેતા સંતોને શ્રધ્ધા ભક્તિ થી જુએ છે અને અમની સાથે છેવટ સુધી નભાવી શકે છે. જેઓ નિંદા કે કુપ્રચારના શિકાર બનીને શાંતિનો ઘાત નથી કરતા તેઓ ભાગ્યશાળી છે. એમને જ આ સાખી ફળે છે.

અલખં પુરુષકી આરસી, સાધુકા હી દેહ ।<br>
લખાજો ચાહે અલખકો, ઇન્હી મેં લખી લેહ ॥

મહંતશ્રી સેવાદાસજી સાહેબ<br>
કબીર મંદિર, વાંસિયા

# સંત દર્શન મહિમા

કોઇએ સદગુરુ કબીર સાહેબને કહ્યું ,

અમે નિર્ગુણ, નિરાકાર, પરમાત્માને તો નથી જોઇ શક્તા છતાં જોયા વિના રહી ન જઇએ એવો કોઇ ઉપાય બતાવો.

કબીર સાહેબ પરમાત્માને જોવા માટે આ ચર્મચક્ષુઓ કામ નથી લાગતી. આથી આ ચક્ષુ વડે તો પરમાત્મા નહિ દેખાય. પરંતુ જોવા માંગતા હો તો જેમના હૃદયમાં આત્મા સ્વરૂપાકાર વૃતિ પ્રગટ થઇ છે. જેમના હૃદયમાં સમતારૂપી પરમાત્મા પ્રગટ થાય છે. અદ્વૈતજ્ઞાન રૂપી પરમાત્મા પ્રગટ થાય છે. એવા કોઇ મહાપુરુષને તમે જોઇ શકો છો એમને જોતાં જ તમને પરમાત્માની યાદ આવી જશે.

અલખ પુરુષકી આરસી, સાધુહી કા દેહ ।<br>
લખા જો ચાહે અલખકો, ઇન્હી મેં લખી લેહ ॥

સાધુનો દેહ એક એવું દર્પણ છે જેમાં તમે એ અલખ પુરુષ પરમાત્માનાં દર્શન કરી શકો છો. આથી અલખ પુરુષને નિહાળવા ઇચ્છતા હો તો કોઇ પરમાત્માના પ્યારા સંત ના દર્શન કરવા જોઇએ.

પરમાત્માને પામવા સરળ હોવા છતાં લોકો એનો ફાયદો લઇ શકતા નથી. સંતો તો બાહ્ય વ્યવહાર જોઇને પોતાની ક્ષુદ્રમતિથી એમને તોલતા રહે છે અને પોતાનું નુકશાન કરે છે.

અયોધ્યા નરેશ દશરથ જેમના ચરણોમાં શીર નમાવીને પોતાને સૌભાગ્યશાળી માને છે અને શ્રીરામ જેમના શિષ્ય છે એવા ગુરુ વશિષ્ઠ ને પણ કહેનારાઓ એ શું શું નહિ કહ્યું હોય?

સદગુરુ કબીર સાહેબે કહ્યું છે કે,

હાથી ચલત હૈ અપની ધૂનમેં ।<br>
કુતિયા ભૌંકે વા કો ભૌંકન દે ॥<br>
મન તું રામ સુમર જગ લડને દે ॥

જેઓ સંતોના આદર પૂજન અને સેવા કરે છે, તેઓ પોતાનું ભાગ્ય બનાવી લે છે, અને સંતોની નિંદા કરે છે તેઓ પોતાના ભાગ્યને અંધકારમય બનાવે છે. સંતોની નજરમાં કોઇ સારા-નરસા નથી હોતા. સૌ સમાન જ હોય છે. જેવી જેની ભાવના, જેની જેવી દ્રષ્ટિ, જેનો જેવો પ્રેમ ,એવા જ તેને લાભ હાની થાય છે. આજ કાલ કળિયુગનો અલ્પમતિવાળો માનવી ખોટી વાતોનો જલદી સ્વીકાર કરી લેશે. સારી વાતનો સ્વીકાર નહી કરે. સચ્ચાઇ ફેલાવવામાં તો જીવન પુરુ થઇ જાય છે. પરંતુ કંઇક ગરબડ ફેલાવવી હોય તો ફટાફટ ફેલાઇ જાય છે. લોકો તરત કુપ્રચાર ના શિકાર થઇ જાય છે.

આવું ઘણા સંતો સાથે થાય છે. જ્યાં સુધી સારું લાગે છે ત્યાં સુધી લોકો સંતની સાથે હોય છે. અફવા કુપ્રચાર ને લીધે બધા ખસી જાય છે. આવા લોકો સુવિધા ના ભક્ત હોય છે. સંતના ભક્ત નથી હોતા.

સંતનો ભક્ત તો એ છે કે ગમે તેટલી વિપરીત પરિસ્થિતિ આવી જાય, તો પણ એનો ભક્તિભાવ ન છુટે. તેઓ નિઃસ્વાર્થ ભક્ત હોય છે. તેઓ અડગ રહે છે ક્યારેક ફરિયાદ નથી કરતો. તેઓ તો સંતના દર્શન સત્સંગથી આનંદિત રહે છે. કોઇની નિંદા કે વિરોધથી સંતને કંઇ હાનિ નથી થતી અને કોઇના દ્વારા પ્રશંસા કરવાથી તેઓ મોટા નથી થઇ જતા.

ધન્ય છે એવા શિષ્યો ને કે, જેઓ અલખ પુરુષની આરસી સ્વરૂપ બ્રહ્મવેતા સંતોને શ્રધ્ધા ભક્તિ થી જુએ છે અને અમની સાથે છેવટ સુધી નભાવી શકે છે. જેઓ નિંદા કે કુપ્રચારના શિકાર બનીને શાંતિનો ઘાત નથી કરતા તેઓ ભાગ્યશાળી છે. એમને જ આ સાખી ફળે છે.

અલખ પુરુષકી આરસી, સાધુકા હી દેહ ।<br>
લખાજો ચાહે અલખકો, ઇન્હી મેં લખી લેહ ॥

મહંતશ્રી સેવાદાસજી સાહેબ<br>
કબીર મંદિર, વાંસિયા

# ગુરૂ માટે ઉપમા

૧.

ગુરુ ધોબી શિષ્ય કાપડા, સાબુન સિરજન હાર ।
સુરતિ શિલા પર ધોઇયે, નિકસે જોતિ અપાર ॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે ગુરુ ધોબી સમાન અને સૃષ્ટિકર્તા પરમાત્મા સાબુ સમાન છે. સુરતિ ધ્યાન વૃતિરૂપી પથ્થર પર તે કપડા ને ધોઇએ તો અપાર જ્યોતિ નીકળશે. જીવના પાપ તથા અવિદ્યા આવરણ ગુરુ ના આપેલા જ્ઞાનથી દૂર થતાં તે સ્વયં પ્રકાશ બ્રહ્મરૂપની પાસે જાય છે. આ સાખીમાં સરજનહાર શબ્દનો અર્થ સૃષ્ટિકર્તા સત્યપુરુષ પરમાત્મા છે.

૨

ગુરુ કુમ્હાર શિષ કુંભ હૈ, ગઢિ ગુઢિ કાઢૈ ખોટ ।
અન્તર હાથ સહાર દે, બાહિર મારે ચોટ ॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, ગુરુ કુંભાર જેવો અને શિષ્ય કુંભ (ઘડા) જેવો છે. જે એને ઘડી ઘડીને ટપલાં મારીને તેની ખામી ને દૂર કરે છે. અંતરથી કૃપારૂપી હાથનો સહારો આપી બહાર શાસન રૂપી ટપલાનો પ્રહાર કરે છે. જેથી એ ઉપદેશને પાત્ર બને. કુંભ જેમ દોષ નીકળતા પાણી વગેરે નું પાત્ર બને છે તેવી જ રીતે શિષ્ય દોષ નીકળતા ઉપદેશનું પાત્ર બની મોક્ષનો અધિકારી બને છે.

૩

શિષ ખાંડા ગુરુ મસકલા, ચઢે શબ્દ ખરસાન ।
શબ્દ સહે સનમુખ રહે, નિપજે શિષ સુજાન ॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, શિષ્ય કાટ ચડેલી તલવારની જેમ મલિન છે. ગુરુ મસકલા અર્થાત્ કાટ કાઢનાર સિકલીગરનો એક મસાલો તથા ઓજાર સમાન છે . જો શિષ્ય ગુરુ ઉપદેશ શબ્દ રૂપ ખરસાન - સરાણ પર ચઢે અને ગુરુના કઠણ શબ્દોને સહન કરી સન્મુખ રહે, ક્યાંયે ચાલ્યો ન જાય તો તે જ્ઞાની બની જાય છે.

૪

સાહેબ મેરા બાનિયા, સહજ કરે વ્યાપાર ।
બિન ડાંડી બિન પાલરે, તોલે સબ સંસાર ॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, મારા સાહેબ પરમાત્મા વાણિયા વેપારી છે. સહેજ ભાવે વિના પરિશ્રમે એ વેપાર કરે છે. દાંડી અને પલ્લા વિના આખા સંસારને તોલે છે.'બધા જીવોનો કર્માનુસાર બરાબર તોળીને ફળ આપે છે. ક્યા કર્મનું કયાં અને ક્યારે કેટલું ફળ આપવું જોઇએ તેનો વિચાર કરીને એ બધાને ફળ આપે છે.

૫

ગુરુ મુરતી ગતિ ચંદ્રમા, સેવક નૈન ચકોર ।
અષ્ટ પહર નિરખત રહે, ગુરુ મુરતિ કી ઓર ॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, ગુરુની મૂર્તિ ચન્દ્રમા સમાન અને શિષ્યના નેત્ર ચકોરના જેવા હોવા જોઇએ. શિષ્યે આઠેય પ્રહર ગુરુની મૂર્તિ તરફ જોયા કરવું જોઇએ. કહેવું ન પડે કે આ સમયે સેવા કર. સંકેતથી સમજી લેવું જોઇએ, કારણ કે મુક્તિ માટે સેવા ધર્મ બહુ કઠિન છે.

(ક્રમશઃ)

મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદગુરુ શ્રીકબીર મંદિર, જેસાવાડા

# ભક્તિ માર્ગ

આ ત્રણેક લોકમાં, ત્રણેક કાળમાં ત્રણ ગુણ થી પર "અલખ અવિનાશી આત્મા છે. જે સદગુરુ ની સાનથી જો અવિનાશી આત્મા ઓળખાય જાય તો જ મુક્તિ છે. તો જ મોક્ષ છે. તો જ નિર્વાણ છે. બાકીતો સર્વે વાતો છે. આત્મા - ઇશ્વરને ઓળખ્યા વિના ભવના બંધન કદી પણ છૂટવાના નથી, જીવનમાં જેટલુ જુઠાપણુ, ખોટાપણુ, છે તે ખૂબજ હાનિકર્તા છે. આત્માના અવાજને ન સાંભળવા દેવાનું કારણ જુઠ્ઠાપણું જ છે. પોતાની આત્માની ઓળખાણ નથી અને બીજાને આત્માને ઓળખાવી દેવાની વાતો કરવીએ મોટામાં મોટો ઇશ્વરનો ગુનેગાર છે. આવી જુઠ્ઠી દુકાને થી ક્યારેય માલ ખરીદવો નહી. નહી તો છેતરાવાનો વારો આવશે અને અંતે જીવનમાં પસ્તાવું પડશે.જેની ખબર નથી જેનો અનુભવ નથી એની જુઠ્ઠી વાતો કરીને બીજાને ભરમાવવો એ ખુલ્લી છેતરપીંડી કહેવાય.

અમર સાહેબ કહે છે "સત્યજ્ઞાન" આત્માને પ્રગટ કરવા માટે જીવનમાંથી ખોટી કથની ખોટો વાણીંનો વ્યય ન કરો અને ખોટું પાખંડ પ્રપંચ કરીને સામેના જીવાત્માને અંધારામાં રાખી છેતરપીંડી ન કરો. તો જ જીવનમુક્તિનો માર્ગ ખુલ્લો થશે. જગતમાં સત્ અને અસત માં શું તફાવત છે તે કોઇ સદગુરુ સંતની પાસેથી સાર-અસારના ભેદ જાણો અને જે સત્ છે. તેનો આશરો લઇને જીવનમાં વર્તો તો જ્ઞાન પ્રકાશ થશે. "જ્ઞાન અને વૈરાગ્ય" એ એક સિક્કાની બે બાજુ છે. જીવનમાં વૈરાગ્ય ન પ્રગટે ત્યાં સુધી જ્ઞાન થવું અસંભવ છે. જેમ "ત્યાગ ન ટકે વૈરાગ વિના એમ વૈરાગ્ય વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. માટે "સતનામ" આત્માના ઓળખાણ કરીને બીજી મુમુક્ષુ જનો ને પણ તેની સમજણ, તેનું જ્ઞાન-ધ્યાન કરાવે, એ જ સારા સંતની નિશાની છે. ભક્તિ નો રાહ ધારો એટલો સહેલો નથી કઠીન છે.

ભકિત રાહ કઠીન હૈ, જૈસે ખાંડા કેરી ધાર રે।<br>
ગુરુગમની ગમ પડેતો, સહેલાઇથી સમજાય રે ॥<br>
રાગ-દ્વેષ કા પડદા હટાકર, સબમે સમદ્રષ્ટિ પાઇ।<br>
નામ - રૂપ ગુણ મિથ્યા હોવે, દેહ દશા દે મિટાઇ રે ॥

ભક્તિ કરવી એટલે જીવની ઈશ્વર તરફ ગતી થવી "તે છે ." "ભ" એટલે ભગવાન "ગતી" એટલે ચાલવું. જીવને ભગવાન તરફ ચાલવું એવો ભક્તિનો અર્થ થાય છે. અથવા જીવ નું શિવ સ્વરૂપ આત્મા સ્વરૂપ માં મળી જવું. એ જ સત્ય ભક્તિની રીત છે. જગતમાં જેટલા મનુષ્યો તેટલા ઈશ્વર તરફ જવાના રસ્તા છે. પણ જાણવું જોઇએ કે દરેક સંતો-ભક્તો ક્યાં રસ્તેથી પ્રભુના દ્વાર સુધી પહોચી ગયા છે. ધર્મના ભક્તિના રસ્તા ઘણા છે. પણ સહી સલામત નિર્ભયતાથી પહોચી શકાય એવો માર્ગ ક્યો છે તે જરા ગમ ખાઇને વિચારવું જોઇએ. માત્ર ગાડરીયા માર્ગનું અનુકરણ ના કરવું જોઇએ. ધર્મના સર્વ રસ્તાઓમાં સંતો-ભક્તો જે માર્ગ ચાલ્યા એ માર્ગ પ્રભુના દ્વારે જવા માટેનો શ્રેષ્ઠ સુલભ અને સરળ છે.

શ્રી લાલાભાઈ સોલંકી<br>
જેસાવાડા

# લઘુકથા

## ૧. પરિસ્થિતિનું અનુકુલન

એક ગુરુ અને એમના શિષ્યો, ઠેક ઠેકાણે પગપાળા પ્રવાસ કરતા હતા. માનવીય સંવેદના જાણવા સમાજના વિવિધ વર્ગ સાથે એ હળતા મળતા હતા. કુદરતની કરામત અનુભવવા તેઓ જંગલ, પહાડ નદી વગેરેની વચ્ચે ભ્રમણો કરતા રહેતા હતા.

એક વખત એ લોકો પર્વતાળ વિસ્તારમાંથી નદી પાર કરવાનો પ્રયાસ કરી રહ્યા હતા. એવા જ એક પ્રયત્નમાં ગુરુનો પગ એક ખડક પરથી લપસી ગયો ને એ સમતોલન ગુમાવી બેઠા. પરિણામે ધસમસતા પ્રવાહમાં એ તણાઈ ગયા.

એમના શિષ્યતો ગભરાઇ ગયા. ગુરુજીને કેમ બચાવવા એમ વિમાસણ સાથે દોડધામ આદરી. એમને આગળ જોયું કે, આ ધસમસતો પાણીનો પ્રવાહ એક ઉડી ખીણમાં પડીને પછી નદીના સ્વરૂપમાં પલટાઇ ગયો હતો.

શિષ્યોને લાગ્યું કે, હવે આ ખીણમાંથી ગુરુજીનું શબ જ નક્કી મળશે. પરંતુ તેઓ જ્યારે નીચે પહોંચ્યા તો શું જાયું ?

પાણીના પ્રવાહમાંથી ગુરુજીતો હસતા હસતા બહાર નીકળી રહ્યા હતા. ગભરાઇ ગયેલો એક શિષ્ય બોલી ઉઠયો.

આ શું ? ગુરુજી તમને કશું જ ન થયું ? ગુરુજી કહે : થવાનું શું હોય ? ઝડપથી પાણીનો પ્રવાહ હતો અને હું મારા માટે અનુકુળ ન બનાવી શક્યો, એટલે હું પોતે જ એ પ્રવાહને અનુકુળ બની ગયો. એના વહેણમાં સામે થવાના હવાતિયા મારવાને બદલે મારી જાતને એમાં જ વહેતી મૂકી દીધી. પડતો અથડાતો હું પાણીની સાથે જ વહેતો અને આખરે આ શાંત નદીમાં આવી પહોંચ્યો.

પાણી ના ધસમસતા પ્રવાહની આ વાત કહીને ગુરુજી, જીવન માં આવતી વિકટ પરિસ્થિતિ ની વાત કરી દીધી છે. પડકારો સામે ઝીક ઝીલીને સફળતા મેળવવી એ જેટલી સાચી વાત છે, એટલી જ સાચી વાત, એ પ્રતિકૂળ પ્રયત્નોના હવાતિયા મારવાનું પડતું મુકી દઈને એને આધીન થઇને યોગ્ય ઉકેલ લાવવા કટિબધ્ધ થવું જોઇએ.

## ૨ બહુમત બાદ

એક હાથીને પાંચ આંધળાની જુની ને જાણીતી વાર્તા આજના વિશ્વની પરિસ્થિતિના સંદર્ભમાં વાંચો.

એક ગામમાં પાંચ અંધ રહેતા હતા. એક દિવસ ગામમાં સરકસ આવ્યું ને એમાં એક હાથી પણ હતો. અંધજનોએ હાથી વિશે સાંભળ્યું તો ઘણું હતું પણ એને સ્પર્શીને હાથી કેવો હોય એનો અનુભવ ન હતો કર્યો. આથી પાંચેય અંધ આ અનુભવ મેળવવા સરકસના સ્થળે પહોંચ્યા.

બધાએ હાથીને સ્પર્શવાનું શરું કર્યુ. એમાના એક અંધના હાથમાં હાથીનો પગ આવ્યો. એટલે એ બોલી ઉઠયો : મને ખબર પડી ગઇ, હાથી થાંભલા જેવો હોય છે. અરે નહી હાથી તો દોરડા જેવો છે. જેના હાથ માં હાથીની પૂંછડી આવી હતી એ બોલી ઉઠયો . જેણે હાથીની સૂંઢ નો સ્પર્શ કર્યો હતો એ કહે : મને તો હાથી ઝાડના થડ જેવો હોય એવું લાગે છે.

તમે બધા શું આમ ફેંકાફેંક કરો છો? હાથી તો એક મોટા પંખા જેવો હોય છે. ચોથા અંધે હાથીના કાનને

સ્પર્શીને બધાને સમજાવ્યું. ત્યાં તો હાથીના પેટ પર હાથ ફેરતો હતો એ પાંચમો અંધે કહે : નહી, એ તો એક દિવાલ જેવો છે.

પાંચેય પોતે સાચા છે, એ સાબિત કરવા જોર જોરથી દલીલ કરવા લાવ્યા. એવામાં ત્યાંથી પસાર થતા એક રાહદારીએ એમની તકરાર સાંભળી એણે પાંચેયને પોતાની વાત દોહરાવવાનું કહ્યું.

એમની વાત સાંભળી લીધા બાદ રાહદારી કહે : તમે પાંચેય પોતપોતાની રીતે સાચા છો. તમારા વચ્ચે મતભેદ એટલે છે કેમ કે તમે બધાએ હાથીના શરીર ના અલગ અલગ હિસ્સાને સ્પર્શયા છે. તમે જે કહ્યું બધાને જોઇને વાત કરીએ તો એ હાથીના સંપૂર્ણ વર્ણન તરીકે સાચું છે.

તાત્પર્ય એ છે કે, બહુમતવાદનો સ્વીકાર એ આજના વિશ્વમાં શાંતિ માટેની તાતી આવશ્યક્તા છે. સંસ્કૃતિ, ભાષા, ખાણીપીણી, ધર્મ, પોશાક, રીતરીવાજ વગેરે જે વિવિધતા છે, એને અરસપરસ સન્માન આપવાથી કોઇ ચડિયાતું કે ઉતરતું થઇ જતું નથી. પોતાની ઓળખને આદર આપવા સાથે અન્યને નકારી કાઢવા કે ઉતારી પાડવાને બદલે એની આગવી ઓળખનોય સ્વીકાર એ વિશ્વમાનવ હોવાની સાચી નિશાની.

## ૩. જીવનની સાર્થક્તા :

એક માણસે સપનામાં એક સિંહને એનો પીછો કરતો જોયો. ગભરાઇને એ એક ઝાડ પર ચડી એની ડાળ પર બેસી ગયો. ઝાડ નીચે સિંહ એનો કોળીયો કરી જવા હજી ઉભો હતો.

પેલા માણસે આજુબાજુ જોયું તો એ જે ડાળ પર બેઠો હતો એને એક કાળો અને બીજો ધોળો ઉદર દાંત વડે કોતરી રહ્યા હતા. ડાળનો એ ભાગ ઊંદરો ખાઇ લે કે તરત જ ડાળ તૂટી પડવાની હતી.

નીચેની ડાળ પર ફેણ ચડાવીને બેઠેલા એક સાપ એણે જોયો. જરા પણ સમતુલન ગુમાવે તો સાપના ઝેરી દંશનો એ શિકાર થઇ જાય.

પોતાનાથી થોડી ઉપરથી ડાળે એક મધપૂડો લટકતો હતો ને એમાંથી મધના ટીપાં પડી રહ્યા હતા. એને આ મધ ચાખવાનું મન થયું એટલે એણે ડોક લંબાવીને જીભ બહાર કાઢી મધનું એક ટીપું ચાખ્યું. મધ તો અદભુત મીઠું અને સ્વાદિષ્ટ હતું અને બીજું ટીપું ચાખવાનું મન થયું. પછી તો એ મધની મીઠાશમાં એટલો બધો ડૂબી ગયો કે એ ઝાડની ડાળીને ખાઇ રહેલા બે ઊંદર, ઝાડની નીચે ઉભેલા સિંહ અને નીચેની ડાળી પરના સાપને સાવ જ ભૂલી જ ગયો.

અચાનક ડાળી તૂટી પડી ને એ સફાળો જાગી ગયો ને એની આસપાસ જે પણ ભય હતો એ યાદ આવી ગયા આ સપનાને એ સમજી શક્તો નહી એટલે એટલે એનો અર્થ સમજવા એ એક મહાત્મા પાસે ગયો.

મહાત્મા કહે : તે જે સિંહ જોયો એ તારું મોત છે. એ હંમેશા તારો પીછો કરતું જ રહે છે. કાળો ઊંદર એટલે રાત્રી ને ધોળો ઊંદર એટલે દિવસ એ તારા સમયને સતંત કાપતા ખાતા રહે છે, ને મોતની વધુને વધુ નજીક તને લઇ જાય છે. સાપ એ તારી કબર છે. જે તું એમાં પડે એની રાહમાં જ હોય છે.

મધપૂડો આ જગત છે, ને મધના ટીંપા દુનિયાના લોભ અને લાલચ છે. એનો ચસકો લાગતા જ સમય, મૃત્યુ અને કબર બધું જ ભૂલી જવાય છે. ને ગફલતમાં રહી જવાય છે.

સારાંશ એ છે કે લાલચ અને વ્યાકુળતાથી જીવન ભરપૂર છે, પણ જે સમતુલન ભર્યુ જીવન જીવીને પ્રેમ અને હાસ્યને વહેંચતા રહે છે, એ સાર્થક જીંદગી જીવી જાય છે.

સી. આર. સંગાડા
૫૩૬/૨ સેક્ટર ૪ બી
ગાંધીનગર

# ભજનામૃત

૧

## સાનમાં સાન એક

સનમાં સાન એક ગરુજીની કહું પાન બાઇ,
જેથી ઉપજે આનંદના ઓઘ રે ...
સિધ્ધ અનુભવ જેના ઉરમાં પ્રગટે,
તેને મટી જાય માયા કેરો ક્ષોભ...
ભાઈરે ચૌદલોકથી વચન છે ન્યારું પાનબાઇ,
તમે તેની કરી લિયો ઓળખાણ...
જથારથ બોધ વચનનો જોતા પાનબાઇ,
મટી જાય મનથી તાણાવાણ...
ભાઈરે વચન થકી ચૌદ લોક રચાણા.
વચન થકી ચંદા ને સુરજ...
વચન થકી માયાને મેદની પાન બાઇ,
વચન થકી વરસે સાંચા નૂર...
વચન જાણ્યું તેને સરવે જાણ્યું પાનબાઇ,
તેને કરવું પડે નહી બીજું કાંઇ...
ગંગાસતી એમ બોલીયા પાન બાઇ,
તેને નડે નહી માયા કેરી છાંય...

૨

## સુરતાઓ લાગી જેની ભ્રમણાં ભાંગી...

સુરતાઓ લાગી જેની ભ્રમણાંઓ ભાંગી,. ટેક.
એવા મળીયા રે અમને વચનુંના પુરા. જેની સુરતાઓ લાગી...
સુરતા રે લાગી એક ભક્ત પ્રહલાદની,
તાતનો ત્રાસ એને હ્રદયેન ધર્યો. એની સુરતાઓ લાગી...
નટવો રે ખેલે ભાઇ ચોક મેદાનમાં,
દોર વિના રે બીજું નજરે ન આવે. એની સુરતાઓ લાગી...
દીપક પતંગને જ્યારે પ્રીતડી બંધાણી,
તનમન અરપ્યા જેને દેહ રે હોમી. એની સુરતાઓ લાગી...
મીનને રે જળની હારે પ્રીતડી બંધાણી,
મરતા સુધી રે એની ઇચ્છા નવ જાગી. એની સુરતાઓ લાગી...

મરજીવા સંત જેને મન વશ કીધા,
વરતી સાગરના મોતી વીણી લીધા. એની સુરતાઓ લાગી...
ભક્તિનો મારગ સંતો એવો રે કરીએ,
પ્રીતમના સ્વામી મારા હૃદીયામાં રેજો. એની સુરતાઓ લાગી...

૩

**સતગુરુનાં વચનમાં થાય અધિકારી**

સતગુરુ ના વચનમાં થાય અધિકારી,
મેલી દયો અંતરનું માન....
આળસ મેલીને આવે મેદાનમાં,
સમજો સતગુરુની સાન....
ભાઈ રે ! અંતર ભાગ્યા વિના ઉભરો નૈ આવે પાનબાઇ,
પછી તો હરિ દેખાય સાક્ષાત્....
ભાઈ રે ! સત્સંગ રસ એ તો અગમ અપાર છે,
તે તો પીવે કોઈ પીવન હાર....
તન મનની શુધ્ધિ જ્યારે ભુલશો પાનબાઇ,
ત્યારે અરસ પરસ મલે એક તાર....
ભાઈ રે ! ધડ રે ઉપર શીશ જેને નવ મળે પાન બાઇ
એવો ખેલ છે ખાંડી કેરી ધાર....
એમ તમે તમારું શીશ ઉતારો પાન બાઈ,
તો તો રમાડું તમને બાવન બહાર....
ભાઈ રે ! હું અને મારું ઈતો મનનું છે કારણ પાનબાઈ,
ઈ મન જો ધણી મટી જાય...
ગંગારે સતી એમ બોલીયા પાનબાઇ,
હોય જો પુરણની ઓળખાણ....

૪

**સતગુરુ જૈસા મુગતરા દાતા**

સતગુરુ જૈસા મુગતરા દાતા ઓર નજરે નહી આવે.
ગાફિલ ગુરુજીને મત લજાવે, બાવરા ગુરુજી મત લજાવે. ટેક.
ભૂલ્યો ફરે કંચનની કાંટી, ડગળ્યો લાવે ચડાવે (૨)
તોળાં તૂલે રટેવાંઇ માંસા, મોલ અમુલખ પાવે રે.
આપ હુળજે ઓરાંને હુળજાવે, જ્ઞાન બીના દુઃખ પાવે (૨)
પાપ કરે નરકકી ક્યારી, જબ પકડી લેજાવે.
એકસો આઠ મણકારી માળા, સબી સુમેરમે સમાવે (૨)
વાંને લઇ ને હાથમેં ફેરે (૨) ઓર નગે મે નઇ આવે

પાળ વિના પાણી નહીં ઠેરે, અંતવાર બરસાવે.
વચન પાળ બાંધે નહીં મુરખ, જગકે લેટે રેવે.
સુરત નુરત હૈ અહીં જુગમેં, પર મુક્ત જાવે સુહાવે.
ગિરધારી દાસ ગુરુજી કે ચરણે, મુક્તિ પદારથ પાવે..

૫

## જીરે લાખા મૂલરે વચનનો

જીરે લાખા મૂલે રે વચનનો મહિમા બહુ મોટો,
એને સંત વીરલા જાણે હાં...
જીરે લાખા વચન થકી જે કોઈ અધુરા જી,
તે તો પ્રેમ રસને શું માણે હાં...
જીરે લાખા વચન થકી બ્રહ્માએ સૃષ્ટિ સ્થાવી જી,
વચનોથી પૃથ્વી હેરાણી હાં...
જીરે લાખા ચૌદ લોકમાં તો વચન રમે છે જી,
તેને જાણે પુરુષ પુરાણી હાં...
જીરે લાખા વચનથી જેને પ્રતીત આવેજી
એ તો કદી ચોરાસી ના જાવે હાં...
જીરે લાખા વચનના કબજામાં જે કોઈ વર્તેજી,
એની સુરતા શૂન્યમાં સમાવે હા...
જીરે લાખા એરે વચન શિરને સાટે જી,
એ તો ઓછા માણસને ના કહેવું હાં...
જીરે લાખા સતગુરૂ આગળ શિષ નમાવીએ જી,
એના હુકમમાં હંમેશા રહેવું હાં...
જીરે લાખા આદિને અનાદિમાં વચન છે મોટુ જી,
એને જાણે વિવેકી પૂરા હાં...
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી બોથણ બોલિયા જી,
એને નેણે વરસે છે નૂરાં હા...

(ક્રમશઃ)
મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદ્‌ગુરુ શ્રી કબીર મંદિર
જેસાવાડ, તા. ગરબાડા, જી. દાહોદ

પાળ વિના પાણી નઈ ઠેરે, અંતબાર બરસાવે.
વચન પાળ બાંધે નહી મુરખ, જળકે ભેટે રેવે.
સુરગ નુરગ હૈ અણી જુગમેં, પર મુખ જાવે સુણાવે .
ગિરધારી દાસ ગુરુજી કે ચરણે, મુક્તિ પદારથ પાવે..

૫

## જીરે લાખા મૂલરે વચનનો

જીરે લાંખા મૂલે રે વચનનો મહિમા બહુ મોટો,
એને સંત વીરલા જાણે હાં...
જીરે લાખા વચન થકી જે કોઈ અધુરા જી,
તે તો પ્રેમ રસને શું માણે હાં...
જીરે લાખા વચન થકી બ્રહ્માએ સૃષ્ટિ રચાવી જી,
વચનોથી પૃથ્વી ઠેરાણી હાં...
જીરે લાખા ચૌદ લોકમાં તો વચન રમે છે જી,
તેને જાણે પુરુષ પુરાણી હાં...
જીરે લાખા વચનથી જેને પ્રતીત આવેજી
એ તો કદી ચોરાસી ના જાવે હાં...
જીરે લાખા વચનના કબજામાં જે કોઈ વર્તેજી,
એની સુરતા શૂન્યમાં સમાવે હા...
જીરે લાખા એરે વચન શિરને સાટે જી,
એ તો ઓછા માણસને ના કહેવું હાં...
જીરે લાખા સતગુરૂ આગળ શિષ નમાવીએ જી,
એના હુકમમાં હંમેશા રહેવું હાં...
જીરે લાખા આદિને અનાદિમાં વચન છે મોટુ જી,
એને જાણે વિવેકી પૂરા હાં...
જીરે લાખા શેલર્ષીની ચેલી સતી બોથણ બોલિયા જી,
એને નૈણે વરસે છે નૂરાં હા...

(ક્રમશઃ)

મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદગુરુ શ્રી કબીર મંદિર
જેસાવાડ, તા. ગરબાડા, જી. દાહોદ

# સાખીજ્ઞાન

ગુરુ બિન જ્ઞાનન ઉપજૈ, ગુરુ બિન મિલે ન ભેવ।

ગુરુ બિન સંશયના મિટે, જય જય જય ગુરુ દેવ ॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, ગુરુ વિના જ્ઞાન ઉત્પન્ન થતું નથી. ગુરુ વિના ભેદ, ગુપ્ત રહસ્યનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને ગુરુ વિના આત્મ વિષયક સંશય મટતો નથી. આ બધુ જ ગુરુથી પ્રાપ્ત થાય છે. તેથી ગુરુ દેવ નો વારંવાર જય જયકાર હો.

ગુરુ કી મહિમા કો કહૈ, શિવ વિરંચિ નહિ જાન।

ગુરુ સતગુરુ કો ચિન્હિ કે, પાવે પદ નિરબાન ॥

ગુરુ મહિમાને કોણ કહી શકે ? શિવ અને બ્રહ્મા પણ એને પૂરેપૂરા નથી જાણતા. સદગુરુ બ્રહ્મરૂપ છે. આમ ગુરુની મહિમા અનંત છે.

ગુરુ સમાના સીષમેં, સીષ લિયા કરિ નેહ।

બિલગાયે બિલગે નહિ, એક પ્રાન દુઇ દેહ ॥

જ્યારે શિષ્ય ગુરુ પ્રત્યે સ્નેહ કરી લે છે ત્યારે ગુરુ શિષ્યમાં સમાઇ જાય છે. શિષ્ય ગુરુરૂપ બની જાય છે. બંનેનો પરસ્પર પ્રેમ વધી જાય છે. પછી અલગ કરવા છતાં પણ અલગ થઇ શકતા નથી. કારણ કે, અવસ્થામાં ગુરુ શિષ્ય બંનેનો પ્રાણ આત્મા એક થઇ જાય છે. ફક્ત દેહ માત્ર અલગ દેખાય છે.

કબીર તે નર અંધ હૈ, ગુરુકો કહતે ઔર।

હરિ કે રૂઠે ઠોર હૈ, ગુરુ રૂઠે નહિ ઠોર ॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, જે ગુરુ ને પરમાત્માથી અલગ અને નાનો માને છે એ પુરુષ આંધળો છે. હરિના રૂઠવાથી ગુરુ રક્ષણ કરે છે પરંતુ ગુરુના રૂઠવાથી હરિ વગેરે કોઇ રક્ષણ થતા નથી.

દેવી બડા ન દેવતા, સૂરજ બડા ન ચંદ।

આદિ અંત દોનોં બડે, કે ગુરુ કે ગોવિંદ ॥

દેવી કે દેવતા મોટા નથી કે, ચંદ્ર સૂર્ય મોટા નથી પરંતુ આદિમાં મનુષ્યના જન્મદાતા ગોવિંદ અને અંતમાં ઉપદેશ જન્ય જ્ઞાન દ્વારા મોક્ષદાતા ગુરુ મોટા છે. કારણ કે, મોટુ તે કહેવાય છે જે બીજાને મોટા કરે છે.

નારદ સરિખા સીપ હૈ, ગુરુ હૈ મરછીમાર।

તા ગુરુકી નિંદા કરે, પડે ચૌરાસી ધાર॥

નારદ જેવા શિષ્ય છે અને મચ્છીમાર ઢીમર જેવા ગુરુ છે. તેમની પણ નિંદા કરવાથી ચોર્યાશી લાખ યોનિ રૂપી ભવનદી ની ધારા માં ડૂબવું પડે છે.

૭

કહેતે કો કહિ જાન દે, ગુરુકી સીખ તુ લેય।

સાકટજન અરુ શ્વાનકો, ફેર જવાબ ન દેય॥

જે બોલતા હોય તેને ફાવે તેમ બોલવા દે, તું ગુરુનું જ્ઞાન ગ્રહણ કરી લે. કારણ કે બહિર્મુખ લોકો અને શ્વાનને બોલવા દેવા પરંતુ એને જવાબ દેવો નહી.

૮

ગુરુ કો માનુષ જો ગિને, ચરણમૃતકો પાન।

જે નર તરકે જાયેગેં, જનમ જનમ હુવૈ સ્વાન॥

જે માણસ ગુને મનુષ્ય માને છે અને ગુરૂન્ક ચરણામૃતને સાધારણ પાણી ગણે છે, તે નરકમાં જશે તથા જન્મો જન્મ સ્વાન થશે.

૯

ગુરુ સરનાગત છાંડિ કે, કરે ભરોસા ઓર।

સુખ સંપતિ કી કહ ચલી, નહી નરકમે ઠૌર॥

પરમાત્મા સ્વરૂપ ગુરુની શરણાગતિ ને છોડી જો શિષ્ય બીજાની આશા કરે છે, તેને સુખ સંપતિની પ્રાપ્તિ ની વાત તો દૂર રહી પરંતુ નરકમાં પણ સ્થાન મળતું નથી.

૧૦

પંડિત પઢિ ગુનિ પચિ મુયે, ગુરુ બિન મિલે ન જ્ઞાન।

જ્ઞાન બીના નહી મુક્તિ હૈ, સત શબ્દ પરમાન॥

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, ફક્ત પુસ્તક પાઠી વાચક જ્ઞાની પંડિત, પુસ્તકો ને વાંચીને સંસારમાં જન્મતા અને મરતા રહ્યા. શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, જ્ઞાની ગુરુ વિના તેમને જ્ઞાન પ્રાપ્ત ન થયું અને જ્ઞાન વિના મુક્તિ મળતી નથી એમાં સત્ય શબ્દરૂપ વચન પ્રમાણ છે.

(ક્રમશઃ)

સાખીગ્રંથ

# અલૌકિક દિવ્ય ઘટના

મિથિલા નગરીના રાજા " જનક " વિદેહી તરીકે પુરાણ પ્રસિધ્ધ છે. રાજા હોવા છતાં યોગીઓને પણ દુર્લભ તેવી " આત્મસ્થિતિમાં " નિત્ય રહી, સંસારમાં રાજ્યકારભાર કરનાર સફળ રાજવી રહ્યા. યોગી સંન્યાસીની માફક ગૃહસ્થ પણ આત્મસ્થિતિના ઊંચા સોપાને રહી, સફળતા પૂર્વક સંસાર વ્યવહાર ચલાવી શકે છે. દેહ હોવા છતાં પોતાના આત્મસ્વરૂપમાં વર્તી શકે છે, તેનું આ ઉત્તમ દષ્ટાંત છે. જનક રાજા હોવા છતાં પોતાના શુધ્ધ આત્મસ્વરૂપમાં સદા વર્તતા. તેથી " વિદેહી " કહેવાય.

" વિદેહી " બન્યા પહેલા, તેમના જીવનમાં અદભૂત અલૌકિક ઘટના બની. રાજા જનક ધર્મશાસ્ત્રના ઊંડા અભ્યાસુ હતા. શાસ્ત્ર વાંચતા, તેમને તેમાંથી એક " વિધાન " મળ્યું કે, જેટલો સમય એક પેંગડામાં મૂકી બીજા પેંગડામાં મૂકી દઈએ એટલો જ સમય " બ્રહ્મજ્ઞાન " થતાં લાગે.

જનક રાજાને સંદેહ થયો. તેમણે પોતાના દરબાર ના પંડિતોને પેલું વિધાન બતાવી પૂછયું, બોલો ! આ સત્ય છે ?

પંડિતોએ કહ્યું, હા સત્ય છે, તેમાં લેશમાત્ર શંકા નથી.

રાજાએ કહ્યું જો સાચું હોય તો, સાબિત કરી બતાવો. પંડિતો સાબિત ન કરી શકયા. તેથી તેમને જેલમાં પુરવામાં આવ્યા.

ઓચિંતા " અષ્ટાવકમુનિ મિથિલા નગરીમાં આવ્યા, પંડિતોને જેલમાં પૂરાયેલા જાણી તે જનક રાજાના દરબારમાં ગયા. જનક રાજા એ અષ્ટાવકમુનિનું આદર પૂર્વક પૂજન કર્યુ સત્કાર કર્યો ને ખૂબ જ વિનયપૂર્વક, નમ્રતાથી વિનંતી કરી કે, પંડિતોને પૂછેલા શાસ્ત્રના વિધાનને પ્રમાણિત કરી આપી મારો સંદેહ દૂર કરો. અષ્ટાવકમુનિએ કહ્યું " હે , રાજન ! પહેલા આ પંડીતને જેલમાંથી મુક્ત કરો. હું હાલ વનમાં જાઉ છું તમે વનમાં આવો ત્યાં તમને આ વાત પ્રમાણિત કરી આપીશ. અષ્ટાવકમુનિ વનમાં ચાલ્યા ગયા.

રાજા જનક પંડિતોને જેલમાંથી મુકત કરી પોતાના દરબારીઓના કાફલા સાથે વનમાં ગયા. અષ્ટાવકએ કહ્યું " આ દરબારીઓને નગરમાં પાછા મોકલી દો, તેમની જરૂર નથી. રાજા એ પ્રમાણે કહ્યું.

ત્યાર બાદ અષ્ટાવકે કહ્યું જે શાસ્ત્રની વાત કરો છો ને વિધાન બતાવો છે તેમાં શું આ એક જ વાક્ય હતું ? તેની સાથે બીજું કંઇ કહેવામાં આવ્યું હતું ?

રાજાએ કહ્યું " એ વિધાનની સાથે લખ્યું હતું કે " આત્મજ્ઞાન - બોધ " (બ્રહ્મજ્ઞાન) માટે ગુરુ હોવા જોઇએ ? બોલો ! તમારો કોઇ ગુરુ છે ? રાજાએ કહ્યું " મારો કોઇ ગુરુ નથી. મુનિના ચરણોમાં પડી કહ્યું તમે જ મારા ગુરુ . તમારી પૂર્ણ શરણાગતિનો સ્વીકાર કરું છું. ને કહેવાય છે કે ક્ષણમાં તો પૂર્ણજ્ઞાનની સદગુરુ અષ્ટાવકના " કૃપાસ્પર્શ " થી રાજા જનક દિવ્ય ઉચ્ચકોટિના આત્મસ્થ અવસ્થામાં લીન થઇ ગયા. ન બોલે ન હાલે. સમાધીમય સ્થિર વનમાં ગયેલા રાજાને શોધવા દરબારીઓ આવ્યા. સમાધિમય આત્મસ્થિતિમાં રાજાને જોતા દંગ થઇ ગયા. અમુક સમય પછી આંખ ઉઘડી ત્યારે " નિત્યવિદેહી " સ્થિતિમાં પોતે આવી ગયા હતા, અને ત્યારથી " વિદેહી " અવસ્થામાં પણ સતત રહી રાજ્યકારભાર ચલાવ્યો. ત્યારથી જનક વિદેહી કહેવાયા. શુદ્ધ-બુદ્ધ-ચૈતન્યઘાન-સ્વયંજ્યોતિ-સુખધામની અવસ્થા તેમણે પ્રાપ્ત કરી હતી.

આ અદ્વિતીય ઘટના આપણને સમજાવે છે કે, શાસ્ત્રોની વાત સાચી હોય છે. તેનો અનુભવ કરી શકાય. તે માટે સ્વયંજ્યોતિ, ચૈતન્યદાન સદગુરુ ની કૃપા જોઇએ. હું જેનો શરણાગત છું એવા મારા સદગુરુ ભગવંતે યથાતથ્ય આત્મા જાણ્યો છે. ને તેમની કૃપાથી મને પણ અનુભવ થયો. મને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થઇ છે. તેવી જનક રાજામાં સતત જાગૃતિ આવી. બધા સંકલ્પોનો ત્યાગ અને ચિત્તની આત્મદેવમાં કેન્દ્રિતતા સાધકની શરણાગતિ બની જાય છે. અંદર-બહાર નિરંતર મૌન રહેવું એ જ પૂજ્ય બની જાય છે.

(સંકલિત) ચંદ્રસિંહ માનસિંહ બારીયા. મુ. તાજપુરી, તા. મોરવા (હ)
જી. પંચમહાલ મો. ૯૪૨૬૪૨૯૭૪૫

# સેવાધર્મ મહાત્મય

બજરંગબલી હનુમાનજીની છબી તરફ જોશો તો તમને તે સેવા કરતા જ નજરે પડશે. હનુમાનજી એ સેવાભાવી સાચા રામ ભક્ત હતા. ભગવાન રામની સેવા એ જ તેમનો જીવનમંત્ર હતો. "હનું" એટલે મારવું કે હણવું અને માન એટલે અભિમાન અર્થાત અભિમાન ને મારે હણે છે, એનું નામ હનુમાન.

આ સેવાભાવી હનુમાનજીએ ક્યારેય રામની સેવા કર્યાનું અભિમાન રાખ્યું નથી. એક વાર ભગવાન રામે હનુમાનજીને સાચા મોતી ની માળા આપી. ત્યારે હનુમાનજીએ દરેક મણકા ચાવી ચાવીને ફેકી દીધા. કહ્યું કે, આ મોતીની માળામાં મને મારા પ્રભુ રામના દર્શન થતા નથી. હનુમાનજીએ તરત જ પોતાની છાતી ચીરીને રામનું ઈશ્વરરૂપ દર્શન કરાવી સાબીત કરી દીધું કે, પ્રભુ રામ મારા હૃદયમાં વાસ કરે છે. સાચા સેવકનું હૃદયનું હંમેશા ભોળું અને કોમળ હોય છે, હનુમાનજીએ જોયું કે, માતાજી સેંથામાં સિંદૂર પૂરે છે. એમણે સીતામાતાને એનું કારણ પૂછયું. સીતા માતાએ કહ્યું, "હું શ્રી રામને પ્રસન્ન કરવા સિંદૂર પૂરું છું." આ જાણીને હનુમાનજીએ આખા શરીરે સિંદુર ચોપડી દીધું ને કહેવા લાગ્યા "પ્રભુ શ્રી રામ જેટલા તમને પ્રસન્ન થશે એથીં અધિક મને પ્રસન્ન થશે. સિંદુર નો રંગ કેસરી હોય છે. કેસરી રંગ શાશ્વત પ્રેમનો રંગ છે. અને પ્રેમ મેળવવા માટે હંમેશા સેવા કરતા રહેવું જોઇએ, હનુમાનજી એમની સેવા ભાવના ને કારણે જ રામના અતિપ્રિય બની ગયા. ધ્યાન, ભક્તિ કે ભજન સુમિરનમાં મન ન લાગે તો સેવા એ જ ઉત્તમ ઉપાય છે.

કોઈ દુ:ખ, દરિદ્ર, લાચાર કે પીડિત વ્યક્તિને નિ:સ્વાર્થ ભાવે મદદરૂપ થવું એનું નામ સેવા. માત્ર મનુષ્ય જીવની જ નહી પરંતુ કુદરત નિર્મિત કોઈ પણ વસ્તુ, પશુ, પંખી કે વૃક્ષ લતાની પણ સેવા થઇ શકે છે. સેવાના બીજા ઘણા બધા રસ્તા છે. ભૂલ્યા ભટક્યાને મારગ દેખાડવો, ભાંગેલ હૈયાને બેઠું કરવું, કોઈ દુ:ખી અંધને હાથ પકડી તડકા માં થી છાંયડા તરફ લઇ જવું. તરસથી તરફડતાં કોઇ વ્યક્તિનાં મુખમાં પાણીના ટીપા નાંખવા, ભૂખ્યાને ભોજન આપવું, વગેરે એક પ્રકારની સેવા જ છે. સેવા થી જીવનને એક નવીન પ્રેરણા મળે છે. સેવા મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ છે. અને જીવનનો આધાર છે. અને તેથી જ સેવા હૃદય અને આત્માને પવિત્ર કરે છે. રામ કૃષ્ણ પરમહંસે સાચે જ કહ્યું છે કે, "ભાતૃભાવથી કરેલી સેવા કરતા આત્મભાવ થી કરેલી સેવા ઉત્તમ છે."

આજના ઘોર કળયુગી વાતાવરણમાં આપણા દેશને સેવા ની ખાસ જરૂર છે. આથી દ્રેષ અને કપટનો ત્યાગ કરી સંગઠિત બની સેવા કરવી જોઇએ. નહીતર આપણી સેવાનું મુલ્ય રહેંશે નહિ. સેવા માર્ગ એ ભક્તિ માર્ગથી પણ ઊંચો છે. સેવા ધર્મ એટલો ગહન છે કે, યોગીઓ પણ તેને પહોંચી શક્તા નથી. મનુષ્યે સ્વેચ્છાએ સેવાધર્મની પ્રવૃતિ માં પ્રવૃત થવું જોઇએ. વિનોબાભાવેએ સાચું જ કહ્યું છે કે, "સેવા માટે પૈસાની જરૂર નથી, જરૂર છે પોતાના સંકુચિત વિચારોને ત્યજવાની અને ગરીબો સાથે એકરૂપ થવાની સાથે એકરૂપ થવાની." દુ:ખી, દરિદ્ર, પિડીત અને આવા બીજા ઘણા વ્યક્તિઓની સેવા કરવી એ ખરેખર પૃથ્વી પર આપણા રહેવાનું ભાડું છે.

મહંતશ્રી વિમલદાસજી સાહેબ
ગુમલી, તા. ધાનપુર

# સત્સંગની આવશ્યકતા

આધ્યાત્મિક વિકાસના મંગલમય માર્ગ પર સફળતા પૂર્વક સફર કરી ને સિધ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા સાધકે સંગની પસંદગી માં ખૂબ જ ધ્યાન રાખવું. સાધકે જ નહિ પરંતુ બીજા સામાન્ય માણસે સંગ પ્રત્યે જરા પણ ગાફેલ નથી રહેવાનું.

સાધના માર્ગમાં આશાસ્પદ રીતે આગળ વધેલા કેટલાય સારા સાધકો સંગની પસંદગીમાં ગાફેલ રહેતા સંગદોષનો શિકાર બની ગયા છે. વિવેક ભ્રષ્ટ બન્યા છે. અને બરબાદ થયા છે. મહા મહેનતે અકઠી કરેલી પોતાની આધ્યાત્મિક જીવનની મૂડીને એમણે એકા એક અને અનુકંપા ઉત્પન્ન થાય એવી રીતે ખોઇ નાંખી છે. પોતાના મૂળ નિશ્ચિત કરેલ સાધના માર્ગને મૂકીને અથવા તો ઉચ્ચ જીવનના આદર્શોને તિલાંજલી આપીને એ કોઇક ભળતે જ માર્ગે વળી ગયા છે કે, પથભ્રાંત બન્યા છે. તો એથી ઉલટું ઉત્તમ પ્રકારના જીવન વિકાસમાં મદદરૂપ થનારા સંગની પસંદગી કરીને અને તેના સંગની પસંદગી કરીને અને તેના સંગનો લાભ ઉઠાવીને બીજા કેટલાય સાધકોએ પોતાના દોષો દૂર કર્યા છે. પોતાની જીવન દ્રષ્ટિને વધારેને વધારે સ્પષ્ટને ઉત્તમ કરી છે. તથા પોતાની અંદર નવા પ્રકાશને નવી પ્રેરણા સામગ્રી ભરી છે અને સાધકે એના નરસા ભાગનો ત્યાગ કરીને એના સારા ભાગનો સ્વીકાર કરવાની કળામાં કૂશળ થતાં શીખવાનું છે.

આપણી ભાષામાં સંગના સંબંધમાં ત્રણ જુદા જુદા શબ્દો પ્રચલિત છે. સત્સંગ, એ માંથી જેમણે આત્મો ન્નતિને (આત્મોન્નતિ) માર્ગે આગળ વધવું હોય તેમણે સત્સંગનો વધારે ને વધારે રસ કેળવવો જોઇએ અને કુસંગથી કાયમને માટે દૂર રહેવું જોઇએ. એ ધ્યાન માર્ગમાં જેમને બિલકુલ રસ ન હોય, પરંતુ દુન્યવી વિષયોમાં જ રસ લાગતી હોય એવા વ્યસની, દુર્ગુણી, ન્યાયનીતી ને નેવે મૂકીને ચાલનારા તેમજ ધર્મ અને ઇશ્વરની સાથે છુટાછેડા લઇને જીવનારા મનુષ્યો નો સંગ કુસંગ કહેવાય છે. એવા પુસ્તકોનો, સ્થળોનો સંપર્ક પણ કુસંગ કહેવાય છે. એવા પુસ્તકોનો, સ્થળોનો સંપર્ક પણ કુસંગની ગરજ સારે છે. એથી એમનો સંસર્ગ સદાને માટે ટાળવો જોઇએ. એવા ચિત્રો, દ્રશ્યો, પુસ્તકો સ્થળો કે મનુષ્યનો જે સંગ અંતરમાં સુષુપ્ત રીતે રહેલી કે અંકુરિત થયેલી શુભ વૃત્તિઓ અને ભાવનાઓને પોષતો હોય, ધર્મ, નિતીને નચાય પરાયણ કરતો હોય, તેમજ ઇશ્વરવિમુખ નહિ પણ ઇશ્વરાભિમુખ હોય તે સંગને સત્સંગ કહી શકાય. એવો સત્સંગ મહમોંઘા મંત્ર-રૂપ અથવા તો અમૂલ્ય આશિર્વાદરૂપ ઠરે છે. અને એટલા માટે હંમેશા આવકાર દાયક છે. કુસંગ બહાર થી આકર્ષક છે અને તેના તરફ મન પ્રમાણમાં બહું સહેલાઇથી વળે છે. છતાં તેની ભયંકર હાનિકારકતાનો વિચાર કરીને એમાંથી મનને પાછુ વાળીને સત્સંગમાં જ પરોવવું જોઇએ. સત્સંગનો સ્વાદ લાગતા પહેલા તો જરા વાર લાગશે પરંતુ પછીથી એનો એવો તો રસ લાગશે કે વાત નહિ. સત્સંગ જીવનમાં એવી રીતે તાણાને વાણાની પેઠે વણાઇ જશે ને જીવનને ઉત્તમ બનાવવામાં મહત્વનો ભાગ ભજવશે.

સત્સંગનો તાત્વિક અર્થ શો છે ? સત્યરૂપી પરમાત્માનો પરિચય કરાવે કે, તે પરમાત્મા પાસે પહોંચાડે. તે સત્સંગ એટલે સર્વપ્રકારના સત્સંગનું છેવટનું ધ્યેય એ હોવું જોઇએ. એ દ્રષ્ટિથી જોતા પરમાત્માના પરિચય

સાધી ચૂકેલો કે સાધનાનો પ્રયાસ કરનાર સત્યપુરુષ ના સમાગમ જેવો સુંદર સાથ ને શક્તિશાળી સત્સંગ બીજો એકેય નથી. જીવનની કાયા પલટ કરવામાં આવે એવો સત્સંગ ભારે અકસીર પૂરવાર થાય છે.

સત્સંગ ન મળે તો કુસંગ તો ન જ કરવો, પણ અસંગ એટલે સંગ વગરના અથવા એકલા રહેવું એથી વધારે લાભ થશે. સમય તથા શક્તિ બચી જશે, પોતાની સલામતી માટે સંસ્કારોની સુરક્ષા તથા સૂરૂઢતા માટે પ્રેરણા ને પથદર્શન માટે જરૂરી જ્ઞાનની પ્રાપ્તિ માટે અને એ રીતે સમસ્ત જીવનના આમૂલ પરિવર્તન તેમજ આધ્યાત્મિક ઘડતર માટે બહારના સત્સંગ નો આધાર લેવો જ પડશે. સાથે-સાથે એવા સત્સંગનો અધાર લેવો જ પડશે સાથે-સાથે એવો સત્સંગ જડ કે યાંત્રીક ન થાય અથવા તો ઘરેડ રૂપ ન બની જાય એનું પણ ધ્યાન રાખવું પડશે. સત્સંગ જીવનને વિશુદ્ધ બનાવે તવો જ હોવો જોઇએ.

આપણે ઘણી વાર જોઇએ છીએ કે માણસો નિયમિત દેવ મંદિરે જાય છે. ભજન ગાય છે પૂજા પાઠ કરે છે. તીર્થોમાં ફરે છે ને સંત સમાગમ કરે છે. છતાં પણ એમનામાં રહેલા કામ, ક્રોધ, મદ તથા મોહ મટતા નથી. જીવનમાં એમની રીતભાતમાં કે ટેવમાં, વિચારોમાં, કર્મોમાં કે વ્યક્તિત્વ માં નોંધ પાત્ર સુધારો થતો નથી. સત્સંગ એ તો વરસોના પરિશ્રંમનો પરિપાક છે. એ માટે સતત પ્રમાણીક પણે પ્રારંભ કરશે તો જીવનની ઉત્તમતાનો આનંદ સત્સંગથી પ્રાપ્ત કરી શકશે.

મહેન્દ્રભાઇ ગણાસવા
લીલવાસર

**કંચન દીયા કર્ણને, દ્રોપદી દીયા ચીર ।**
**જો દીયા વહી પાયા, યોં કહેં કબીર ॥**

કહેવાય છે કે કર્ણ દાનવીર કહેવાતો અને સુવર્ણનું દાન વધારે કરતો. મૃત્યુ બાદ સ્વર્ગમાં ગયો ત્યાં તેને સુવર્ણની પ્રાપ્તિ થઇ. તેમ એક સમયે ભગવાન શ્રી કૃષ્ણને હાથમાં વાગી ગયું. ત્યારે લોહી નીકળતું જોઇને દ્રોપદીએ પોતાની સાડી ફાડી તરત જ પાટો બાંધ્યો. જે પાટો બાંધ્યો હતો તેના તાંતણા ૯૯૯ હતાં. એ દ્રોપદીને જ્યારે સંકટ આવ્યું અને દુ:શાષન તેની સાડી ખેંચવા લાગ્યો ત્યારે ભગવાનને યાદ કરતા ભગવાને દ્રોપદીને ૯૯૯ સાડી અર્પણ કરી અને દુ:શાષન ચીર હરણ કરતાં થાકી ગયો. **આમ સદ્‌ગુરુ કબીર સાહેબ કહે છે કે જેવું તમે આપશો તેવું જ તમે પામશો.**

# ઘંટડીનો મહિમા

આપણી પૂજાની સાધન સામગ્રીમાં ઘંટડી અર્થાત્ ટકોરીનું સ્થાન મહત્વનું છે. કોઈપણ ધાર્મિક વિધિમાં, પૂજામાં કથામાં કે યજ્ઞમાં ઘંટડી જરૂરી છે.આપણે ત્યાં કળશ પૂજન, શંખ પૂજન બાદ ઘંટા પૂજન કરવાનો રિવાજ છે, આ માટે નીચેનો શ્લોક બોલવામાં આવે છે.

આગમનાર્થં તું દેવાનાં, ગમનાર્થં તૂં રાક્ષસાન્ ।
કરૂ ઘંટે મહાનાદં, દેવતાર્ચન સન્નિધો ॥

અર્થાત દેવતાઓના આગમન માટે તથા રાક્ષસોના વિનાશ માટે ઘંટનાદ કરવામાં આવે છે. ઘંટડીની ઉપર ગરૂડજી નું સ્વરૂપ બીરાજે છે. ઘંટડીની પૂજા સમયે તેને શુધ્ધ જળથી સાફ કરીને પછી તેના ઉપર અબીલ, કંકુ, ચંદન તથા ફળ ચઢાવાય છે. ત્યાર બાદ ઘંટડીને વગાડીને તેને સ્થાને મૂકવામાં આવે છે.

આપણે જ્યારે પૂજા કરીએ છીએ અને દેવી-દેવતાઓ પર પંચામૃત, દૂધ કે જળનો અભિષેક કરતા હોઈએ છીએ ત્યારે શ્લોકની સાથે ઘંટડી વગાડવામાં આવે છે. આપણા શાસ્ત્રો તથા પાઠ કે કવચમાં પણ ઘંટાનો ઉલ્લેખ જોવા મળે છે. દુર્ગા સપ્તશતીમાં માતાના ધ્યાન માં આ શબ્દો આવે છે.

ઘંટાશૂલહલાનિ શંખમુસલે ચક્રઃ ધનુ સાપંક તથા
દંડ શક્તિમાસિં ચ ચર્મ જલજં ઘંટાં સૂરા ભાજનમ્ ॥

માં ભગવતી (ભગતી) ના રાત્રી સુકતની વાત કરીએ તો તેમાં પણ ઉલ્લેખ છે.

ખડગિની શૂલિની ગોરા ગદિની
ચક્રિણી તથા શંખિની ચાપિની બાણ ભુશંડી પરિઘાયુધમ્ ॥

ઘંટડી ઉપર રહેલું ગરૂડ ભગવાન વિષ્ણુનું તથા મહાલક્ષ્મી બન્નેનું વાહન છે. તથા તેથી ઘંટડીની પૂજા કરવાથી બન્નેની સંયુક્ત પૂજા પણ થઈ જાય છે.

સામાન્ય રીતે આપણે સવારમાં ઉઠીએ છીએ ત્યારે દીપ પ્રગટાવ્યા બાદ ઘંટડી પણ વગાડીએ છીએ અને પ્રભુ દર્શન કરીએ છીએ. ઘંટડી પિત્તળની, ચાંદીની, સ્ટીલમાં પણ મળે છે. ઘંટડીનો નાદ સુમધૂર હોવાથી કાનને પણ ગમે છે.

વિવિધ વિધિઓમાં ઘંટડીની પૂજા કરવામાં આવે તે પહેલા "પશ્વાદ ઘંટા પ્રયુજ્યેત" બોલવામાં આવે છે, મંદિર તથા ઘરમાં આરતી સમયે એક હાથમાં ઘંટડી તથા બીજા હાથમાં આરતી રાખવામાં આવે છે.

ઘંટડી અને ઘંટને પરસ્પર સંબંધ છે, આરતી સમયે બન્ને સાથે વગાડવામાં આવે છે.

આપણે ત્યાં આરતી ઉપરાંત કથા, યજ્ઞ કે અન્નકુટ અને થાળ ઉપરાંત અન્ય ધર્મો પણ ઘંટને માન્યતા આપે છે. ચર્ચને ગિરજા ઘરકે ઘંટાઘર કહે છે. ટાવરને પણ હિન્દીમાં ઘંટાઘર કહે છે. મહુડીના ઘંટાકર્ણ મહાવીર પ્રભુના કાન ઘંટ જેવા હોવાથી તેને ઘંટાકર્ણ કહે છે.

આપણે ત્યાં પૂજા સમયે ડાબી બાજુ જળનો કળશ, ધુપલ, ઘંટડી તથા તેલનો દિવો રખાય છે. તો જમણી તરફ ઘીનો દીવો અને સુવાસિત જળ ભરેલ શંખ રાખવામાં આવે છે. આમ ઘંટડીનો મહિમા અનોખો છે. ઘંટડી સમય સુચક્તાની જાગૃતિની અને સતર્કતાની ઘોતક છે. ઘંટડીના ઉપયોગ વિના પૂજા અધૂરી મનાય છે. ઘંટડીની અનેરી દુનિયા આપણા ગર્વ સમાન છે.

ભક્તશ્રી વિનોદદાસજી સાહેબ
રાછરડા

# જીવન ઘટમાળ

❀ કોઇએ પૂછયું - ગુરુ કેમ જરૂરી છે ?

મેં સામે પ્રશ્ન કર્યો - માં કેમ જરૂરી છે ?

તેઓ બોલ્યા - માં ન હોય તો અમે સંસારમાં નહી આવી શકત.

મેં કહ્યું - ગુરુ ન હોતો આપણે મુક્ત નહીં થઇ શકીએ.

ગુરુનો મતલબ ફેમિલિ ડૉક્ટર, ગુરુ મનની ચિકિત્સા કરે છે, શિષ્ય માટે ગુરુ દ્વાર કોઇ પણ મંદિર કે મસ્જિદ કરતા વધારે મહત્વપૂર્ણ છે. સાગર તો વિના લહેરમ થઇ શકે છે પરંતુ લહેર વિના સાગર નહિ શઇ શકે. ગુરુ વિના શિષ્ય થઇ શકે છે પરંતુ શિષ્ય વિના ગુરુ નહી થઇ શકે.

❀ સમય, સમજ, સામગ્રી અને સામર્થ્ય ચારે છે તો પછી ધર્મ-ધ્યાનમાં વિલંબ કેમ ? ભજનમાં વિલંબ કેમ ? શુભ કાર્ય કાલે કેમ ? આજ કેમ નહી ? આજે કેમ ? હમણા કેમ નહિ ? યાદ રાખો સમયને સામાજિક બનાવવો હોય તો શુભ આજે, હમણાં અને અહી. અશુભ કાલે, ક્યારે અને ક્યાંક. મનુષ્ય તે જ છે જે આજે છે. કાલે શું થાય તેને ભૂલી જાઓ. અતીત નો જિક્ર ન કરો, ભવિષ્યની ફિકર ન કરો. આજ માં જ જીવો. આનંદ હમણાં અને અહી છે.

❀ પ્રાર્થના પ્રાણોથી કરો, પ્રાણોથી કરેલી પ્રાર્થના ક્યારે વ્યર્થ જતી નથી, પ્રાર્થના માં પ્રાણ જરૂરી છે, ફળ મળવા સુધી પોતાના મનને શાંત રાખો. અગર પ્રાર્થના ફળ ન દેખાય તો એનો અર્થ તે નથી કે, પ્રભુએ પ્રાર્થના સ્વીકારી નથી. પ્રાર્થના પ્રભુએ સ્વીકારી છે જ પરંતુ તેનુ ફળ સમય મળતા જ મળશે. જમીન પર આજે બીજ નાખી, ખાતર નાખી એનો મતલબ એ નથી કે ફળ પણ આજે જ આવી જાય. બીજને વૃક્ષ બનવામાં અને વૃક્ષ પર ફળ લાગવામાં સમયતો લાગશે. દરેક પ્રાર્થનાની સાથે કોઇ ચમત્કારની ઇચ્છા રાખવી ઠીક નથી. તમે માત્ર પ્રાર્થના કરો બાકી કામ પ્રભુ પર છોડી દો.

❀ કોઇ સારું કામ કરો તો તેનો શ્રેય પોતાની પાસે નહી રાખો. તેનો શ્રેય પોતાના મા-બાપને આપી દો, પ્રભુને, પોતાના ગુરુ ને આપી દો. શ્રેય પોતાની પાસે રાખશો તો તેનાથી અહંકાર પેદા થશે અને ક્યારે કોઇ કામ બગડી જાય તો તેની જવાબદારી ખુદ પોતાના ઉપર લઇ લો. તેની ભૂલ સુધારતો થઇ જશે અને એક મહાન પાપથી પણ બચી જશો, પરંતુ તમે એટલા બેઇમાન છો કે કઈ પણ સારુ થયુ તો મારા લીધે થયુ છે અને ક્યારેક બુરું થયું તો તેના માટે ક્યારેક પત્ની, બાળકો અને કોઇ બીજાને જવાબદાર ગણાવો છો. (ક્રમશઃ) (કડવા પ્રવચન)

શ્રીમતી નિશાબેન જયદીપસિંહ બામણીયા

મોલી, તા. સંજેલી

# વિચાર બિંદુ

## ૧. સમગ્ર જગત પ્રભુમય

એક વખત હરિબાબા પાસે એક જિજ્ઞાસુ ગયો, અને બોલ્યો, મહારાજ ! " આપ દયા કરો, મને ભગવાન ના સાકાર દર્શન કરાવો. " બાબા ચૂપ રહ્યા. એણે ફરી જિદ કરી, "બાબા ! ભગવાનના દર્શન કરાવો " બાબ ચૂપ જ રહ્યા. તો એણે પુન: કહ્યું " બાબાજી ! મારે પ્રભુના દર્શન કરવા છે. "

બાબાએ ઉઠાવ્યો ડંડો અને બોલ્યો " અરે લુચ્ચા ! આટલા રૂપોમાં પ્રભુ દેખાઈ રહ્યા છે એનો તે શું ફાયદો ઉઠાવ્યો કે હજી બીજું નવું રૂપ લાવીને દેખાડું ?

ગુરુના રૂપમાં પ્રભુ બોલી રહ્યા છે સાધકના રૂપમાં પ્રભુ સાંભળી રહ્યા છે ચંદ્રમાના રૂપમાં પ્રભુ ચમકી રહ્યા છે, ફૂલોના રૂપમાં પ્રભુ મહેકી રહ્યા છે, જળમાં રસ પરમાત્માનો છે, તો એ પરમાત્માનો તે શું લાભ ઉઠાવ્યો ?

આ મનનો મોટામાં મોટો દગો છે કે જે વસ્તુ પાસે હોય છે એમાં બેદરકારી કરી દે છે અને જે નથી એના તરફ ભાગે છે.

## ૨ દીક્ષા અને સંયમ

એક માણસ એક સંત પાસે દીક્ષા લેવા ગયો. તેણે સંતને કહ્યું કે, મહારાજ ! હું સાધના કરવા ઇચ્છુ છું પરંતુ હું સંયમ રાખી શકતો નથી. તો એવો કોઇ માર્ગ નથી કે જેના દ્વારા સંયમ રાખ્યા વગર પણ સિધ્ધિઓ મળી જાય ? સંત હસ્યા અને તેને એક તળિયા વગરનો લોટો આપીને કહ્યું કે, જ્યારે તું આ લોટામાં પાણી ભરીને આવીશ ત્યારે હું તને સાધનાનો માર્ગ બતાવીશ.

પેલો માણસ નવાઇ પામતા બોલ્યો કે, તમે પણ જાણો છો કે આ લોટામાં પાણી રહેવાનું નથી. તો પછી મને એમા પાણી લાવવાનું શા માટે કહી રહ્યા છો ?

સંતે કહ્યું " બેટા ! જેવી રીતે આધાર વગર આ લોટામાં પાણી રહી શકતું નથી, એ જ રીતે દુનિયાની કોઇ પણ સાધના સંયમ વગર સિધ્ધિ આપી શકતી નથી. જો એક સામાન્ય વાસણ નીચે કોઇ આધાર વગર પાણીને સાચવી શકતું નથી તો પછી તારું આ શરીર સંયમ વગર બ્રહ્મ તેજને કઇ રીતે એકત્ર કરી શકે.

## ૩ ધર્મનો મર્મ

એક સાધુ પોતાના શિષ્યો સાથે એક મેળામાં જઇ રહ્યા હતા. એક સ્થાન પર બેસીને કેટલાક બાવાજી માળા ફરવી રહ્યા હતા. પરંતુ તે વારંવાર સામે બિછાવેલી ચાદર પર જોઇ લેતા કે લોકોએ કેટલા પૈસા દાનમાં આપ્યા છે ! આ જોઇ સાધુ હસી પડચા. આગળ એક તપસ્વી શીર્પાસન કરતા હતા. તેમને જોઇ સાધુ હસી પડચા અને આગળ એક પંડિતજી ભાગવત કહી રહ્યા હતા. તેમની સામે ચેલાઓની જમાત બેઠી હતી. તેમને જોઇને સાધુ ફરી થી ખડખડાટ હસી પડચા. ત્યાંથી આગળ એક કેમ્પમાં એક ડોકટર એક રોગીની સેવા માં લાગેલા હતા. આ જોઇને સાધુની આંખમાં આંસુ આવી ગયા.

આશ્રમ પાછા ફર્યા પછી શિષ્યોએ પહેલા ત્રણ સ્થાનોએ હસવાનું અને ચોથા સ્થાન પર રોવાનું કારણ પૂછયું. તેમણે જવાબ આપ્યો બેટા ! આજે માળા,આસન, પ્રણાયામ અને ભાગવત કથા ને જ ધર્મ સમજીને મોટા ભાગના લોકો દંભ કરી રહ્યા છે. ભગવાનનું કામ કરનાર એક જ ડોકટર જોયો. એ જોઇને દુઃખ થયું કે, લોકો ધર્મના વાસ્તવિક અર્થને કોણ જાણે કયારે સમજશે ? સાચો ધર્મ જસંમાજની સેવા અને તેને સુધારવાનો છે. માત્ર જપ તપ નહિ, ધર્મ પ્રદર્શનની નહિ, સાધનાની કલા છે.

## ૪ શિષ્ય કેવો હોવો જોઇએ ?

એક દિવસ સમર્થજી શિષ્યોની પરીક્ષા લેવા માટે છુટ્ટા વાળ લઇને માથા પર ઘણું બધુ કંકુ નાખી આંખોમાં કાજલ આંજી હટો હટો હું બ્રહ્મ પિશાચ છું. આ જોઇને લલ્લુ પંજુ શિષ્યો હતા તેઓ તો ડરીને ભાગવા માંડચા. પરંતુ કલ્યાણે વિચાર્યુ કે, “મારા બ્રહ્મ જ્ઞાની ગુરુ અને બ્રહ્મ પિશાચના રૂપમાં દેખાય કે અન્ય કોઇ રૂપમાં દેખાય. છે તો મારા સદગુરુ જ.

કલ્યાણ નજીક જવા લાગ્યો . ત્યારે સમર્થે મોટી આંખો દેખાડતા ધમકાવ્યો “ મારીશ ” ?

કલ્યાણ ભયભીત ન થયો. શ્રીચરણો માં નમી પડચો, સમર્થે તલવાર ફેકી દીધી અને કલ્યાણને ભેટી પડતા બોલ્યા, ”હવે તું કલ્યાણ રૂપ થયો. મને આવો નિર્ભય શિષ્ય જોઇએ.”

શિષ્યે ધૈર્યવાન અને વ્રઢવ્રતી થવું જોઇએ. ઇશ્વરના માર્ગે જવામાં થોડા ઘણા અવરોધો કે ગભરાટના સંજોગો આવે એમને હટાવી દો અને ઇશ્વર તરફ પ્રીતિ પૂર્વક આગળ વધો. ભકતનો ઉદ્ધાર કરવા માટે જ ભગવાન ગુરુની લીલા થતી હોય છે.

(ક્રમશઃ)

મહંતશ્રી છગનદાસજી સાહેબ સદગુરુ કબીર મંદિર, જેસાવાડા

# સોનેરી સૂત્રો

૧. ગુરુ પૂર્ણિમા સદગુરુને સમર્પિત થવાનો સૌભાગ્ય શાળી દિવસ છે.

૨. જગતના સર્વધર્મગ્રંથો એક જ વાત પોકારીને કહે છે કે, "ગુરુ વગર કોઇને મુક્તિ મળતી નથી."

૩. સમદર્શી અને માનવમાત્રના સમાદરણીય મહાપુરુષો, સંત ભક્ત સમુદાયને પોતાનો જ પરિવાર ગણે છે.

૪. માનવીની સાચી ઓળખાણ તેના આચરણ, વાણી, નીતિ, પદ અને નિયતિથી થાય છે.

૫. ગુરુ ભક્તિ, સંત સેવા, ધર્મ પ્રચારએ કઠોર સમય બનીને ધર્મપરાયણતાની પરિક્ષા લે છે.

૬. વાણીનો વિવેક વ્યક્તિનું સુરક્ષા કવચ છે.

૭. મનને સંસ્કારનો સ્પર્શ થાય તો આત્માની યાત્રા સરળ બને છે.

૮. ધર્મ અને પ્રેમની અનુભૂતિ ફક્ત વિશ્વાસ થી જ થાય છે.

૯. સદગુરુનું દ્વાર આધ્યાત્મિક પ્રયોગશાળા છે.

૧૦. ગુરુ વચનોમાં પૂર્ણ વિશ્વાસ હોય અને ગુરુ આજ્ઞાનું પાલનમાં દ્રઢતા હોય એના માટે જીવનમાં કોઇ કાર્ય અસંભવ નથી.

૧૧. બ્રહ્મવેતા મહાપુરુષો સમક્ષ પોતાના દોષોનું ચિંતન કરી કોઇ હ દયથી પ્રાયશ્ચિત કરે તો એના દોષ જલ્દી ભસ્મ થઇ જાય છે.

૧૨. મતભેદ હોય છતાં મનનો ભેદ ન થવા દે તેનું નામ મહાત્મા.

૧૩. વ્યક્તિના જીવનનું પરિવર્તન સત્સંગ વિના નથી થઇ શકતું.

૧૪. ઉપાસના કર્મકાંડ નહિ પરંતુ આંતરિક શુધ્ધિ માટે ની એક દિવ્ય પ્રક્રિયા છે.

૧૫. મહાપુરુષોએ પોતાના ઉપદેશ અને જીવન દર્શનથી માનવીની ચેતનાને શ્રેષ્ઠ અને ઉન્નત બનાવવાનો પ્રયાસ કર્યો છે.

૧૬. સંત દર્શન, સંત સેવા અને સંત મેળાપ સદગુરુ વચન વડે પૂર્વના ભાગ્ય થી પ્રાપ્ત થાય છે.

૧૭. મા બાપની સેવાથી મહા ધર્મ બીજો કોઇ નથી

૧૮. જીવનનું સાચુ સુખ બીજાને ખુશ કરીને જ પ્રાપ્ત થાય છે.

૧૯. સબંધની માળા જ્યારે તૂટે છે ત્યારે ફરી જોડવાથી નાની થઇ જાય છે, કેમ કે, લાગણીના કેટલાય મોતી વિખરાઇ જાય છે.

૨૦. મહાન પુરુપોનું આગમન સંસારમાં કોઇ વિશેષ ઉદેશ્યથી થાય છે.

શ્રી નટવરભાઇ સોલંકી ગરબાડા

(ક્રમશ:)

॥ સત્યનામ ॥

# સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

**દિનચર્યા (દૈનિક ક્રિયા)**

- પ્રાતઃકાલ સૂર્યોદય પહેલાં ઊઠવું.
- સ્નાનાદિ
- આરતી (ઘરે સમૂહમાં)
- બંદગી - ચરણસ્પર્શ-માતા-પિતા, વડીલો, ગુરુ, સંત, સાધુ
- શૈક્ષણિક કાર્ય
- સવારે જમ્યા પહેલા ભોગ ધરાવવો અને ભોગના શબ્દ બોલવા
- શાળા એ જવું - શાળામાં સહવિદ્યાર્થીઓ તથા ગુરુજનો સાથે શિષ્ટાચાર

**સાંજે**

- ઘર સભા - આરતી - ભોગ ધરાવવો અને ભોગના શબ્દ
- સામૂહિક ભોજન - પરિવાર સાથે લેવું.

**રવિવાર બાળ સંસ્કાર કેન્દ્રની સભા**

૧. **વ્યવસ્થા : સદગુરુ કબીર સાહેબની પ્રતિમા (ફોટો)**
પૂજાપો (ચંદનતિલક માટે, પૂજા થાળી)
આસન માટે પાટલો કે ખુરશી
સફેદ કાપડ - આસન ઉપર પાથરીને પ્રતિમા ગોઠવવી.
ફૂલહાર, દીવો, અગરબતી
પ્રસાદ માટે સાકરિયા
સદગુરુ કબીર સાહેબની પ્રતિમા (ફોટા) ની બાજુમાં હાજર સંત-મહાત્માઓના આસન
(આસન માટે ચાદર, ગાદલા કે ગોદડી)

૨. **બાળ સંસ્કાર કેન્દ્રની કાર્યસૂચિ**
નિયત સમયે હાજરી આપવી.
સાહેબની પ્રતિમા તથા હાજર સંત-મહાત્માઓને ત્રિવાર બંદગી કરી લાઇનમાં બેસવું
સદગુરુ કબીર સાહેબના નામનો જયઘોષ કરવો

૧. વંદના....માસવાર સૂચિત
૨. શ્લોક...માસવાર સૂચિત
૩. ધૂન.....માસવાર સૂચિત
૪. ભજન...માસવાર સૂચિત
૫. બૌધિક પ્રવચન...સદગુરુ કબીર સાહેબનું જીવન ચરિત્ર (ક્રમિક)
૬. બાળ માનસ પ્રેરિત બોધ કથા...માસવાર સૂચિત
૭. આરતી...જય જય સત્યકબીર
૮. શ્લોક...માસવાર સૂચિત
૯. જયઘોષ...ત્રિવાર બંદગી (સમૂહમાં)
૧૦. પ્રસાદ

॥ સત્યનામ ॥

# સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

**કેન્દ્ર સંચાલક માટે જરૂરી સુચનો**

- કેન્દ્રનું એક જ નામ " સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર રહેશે.
- સંસ્થા તરફથી કેન્દ્ર માટેનું બેનર આપવામાં આવશે.
- દર મહિનાના ચોથા શનિવારે કેન્દ્ર સંચાલકનો પ્રશિક્ષણ વર્ગ રહેશે.
- પ્રશિક્ષણના વર્ગમાં કેન્દ્ર સંચાલકનો અનુભવ તથા સુચનો લેવામાં આવશે.
- અનુભવો તથા જરૂરી સુચનોને આધારે સંચાલન માટે આગામી આયોજન તથા પૂર્તતા કરી શકાશે.
- કેન્દ્રનો અહેવાલ જિલ્લા કક્ષાએ મોકલવાનો રહેશે.
- શક્ય હોય તો ફોટા સહિત અહેવાલ મોકલવો જેથી સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) માં પ્રસિધ્ધ કરી શકાશે.
- આગામી પ્રશિક્ષણ વર્ગનું સ્થળ બેઠકના સમયે જણાવવામાં આવશે.
- પ્રશિક્ષણના વર્ગમાં સફેદ વસ્ત્ર ધારણ કરીને આવવા વિનંતી છે.
- કેન્દ્ર સંચાલકે સંચાલન વખતે પણ સફેદ વસ્ત્ર ધારણ કરેલા હોવા જોઈએ.

## વાર્ષિક કેલેન્ડર

**જાન્યુઆરી ૨૦૨૨ થી ડીસેમ્બર ૨૦૨૨ સુધીનું આયોજન**

| માસ | જાન્યુઆરી ૨૦૨૨ | ફેબ્રુઆરી ૨૦૨૨ | માર્ચ ૨૦૨૨ | એપ્રીલ ૨૦૨૨ | મે ૨૦૨૨ | જુન ૨૦૨૨ |
|---|---|---|---|---|---|---|
| રવિવાર ની તારીખ | ૨, ૯, ૧૬, ૨૩, ૩૦ | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૩, ૧૦, ૧૭, ૨૪ | ૪, ૮, ૧૫, ૨૨, ૨૯ | ૫, ૧૨ ૧૯, ૨૬ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૨ | ૨૬ | ૨૬ | ૨૩ | ૨૮ | ૨૫ |
| માસ | જુલાઇ ૨૦૨૨ | ઓગષ્ટ ૨૦૨૨ | સપ્ટેમ્બર ૨૦૨૧ | ઓક્ટોમ્બર ૨૦૨૨ | નવેમ્બર ૨૦૨૨ | ડીસેમ્બર ૨૦૨૨ |
| રવિવાર ની તારીખ | ૩, ૧૦, ૧૭ ૨૪, ૩૧ | ૭, ૧૪, ૨૧, ૨૮ | ૪, ૧૧ ૧૮, ૨૫ | ૨, ૯, ૧૬ ૨૩, ૩૦ | ૬, ૧૩ ૨૦, ૨૭ | ૪, ૧૧ ૧૮, ૧૫ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૩ | ૨૭ | ૨૪ | ૨૨ | ૨૬ | ૨૪ |

॥ સત્યનામ ॥

# સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

**કેન્દ્ર સંચાલક માટે જરૂરી સુચનો**

કેન્દ્રનું એક જ નામ " સદગુરુ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર રહેશે.

- સંસ્થા તરફથી કેન્દ્ર માટેનું બેનર આપવામાં આવશે.
- દર મહિનાના ચોથા શનિવારે કેન્દ્ર સંચાલકનો પ્રશિક્ષણ વર્ગ રહેશે.
- પ્રશિક્ષણના વર્ગમાં કેન્દ્ર સંચાલકનો અનુભવ તથા સુચનો લેવામાં આવશે.
- અનુભવો તથા જરૂરી સુચનોને આધારે સંચાલન માટે આગામી આયોજન તથા પૂર્તતા કરી શકાશે.
- કેન્દ્રનો અહેવાલ જિલ્લા કક્ષાએ મોકલવાનો રહેશે.
- શક્ય હોય તો ફોટા સહિત અહેવાલ મોકલવો જેથી સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) માં પ્રસિધ્ધ કરી શકાશે.
- આગામી પ્રશિક્ષણ વર્ગનું સ્થળ બેઠકના સમયે જણાવવામાં આવશે.
- પ્રશિક્ષણના વર્ગમાં સફેદ વસ્ત્ર ધારણ કરીને આવવા વિનંતી છે.
- કેન્દ્ર સંચાલકે સંચાલન વખતે પણ સફેદ વસ્ત્ર ધારણ કરેલા હોવા જોઈએ.

## વાર્ષિક કેલેન્ડર

**જાન્યુઆરી ૨૦૨૨ થી ડીસેમ્બર ૨૦૨૨ સુધીનું આયોજન**

| માસ | જાન્યુઆરી ૨૦૨૨ | ફેબ્રુઆરી ૨૦૨૨ | માર્ચ ૨૦૨૨ | એપ્રીલ ૨૦૨૨ | મે ૨૦૨૨ | જુન ૨૦૨૨ |
|---|---|---|---|---|---|---|
| રવિવાર ની તારીખ | ૨, ૯, ૧૬, ૨૩, ૩૦ | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૩, ૧૦, ૧૭, ૨૪ | ૪, ૮, ૧૫, ૨૨, ૨૯ | ૫, ૧૨ ૧૯, ૨૬ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૨ | ૨૬ | ૨૬ | ૨૩ | ૨૮ | ૨૫ |
| માસ | જુલાઇ ૨૦૨૨ | ઓગષ્ટ ૨૦૨૨ | સપ્ટેમ્બર ૨૦૨૨ | ઓક્ટોમ્બર ૨૦૨૨ | નવેમ્બર ૨૦૨૨ | ડીસેમ્બર ૨૦૨૨ |
| રવિવાર ની તારીખ | ૩, ૧૦, ૧૭ ૨૪, ૩૧ | ૭, ૧૪, ૨૧, ૨૮ | ૪, ૧૧ ૧૮, ૨૫ | ૨, ૯, ૧૬ ૨૩, ૩૦ | ૬, ૧૩ ૨૦, ૨૭ | ૪, ૧૧ ૧૮, ૧૫ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૩ | ૨૭ | ૨૪ | ૨૨ | ૨૬ | ૨૪ |

## બાલસંસ્કાર કેન્દ્ર

### હેતુ

- બાળકની દિનચર્યા નિયમિત બની શકે.
- નિયમિત દિનચર્યાથી સદાચારનું પાલન થઇ શકે.
- સદાચારના પાલનથી સંસ્કારી બની શકે.
- સંસ્કારને લીધે જીવનમાં સદ્‌ભાવના કેળવી શકે.
- બાળકો જીવનામાં નિર્ણય શક્તિ અને નિરીક્ષણ શક્તિના ગુણો ખીલવી શકે.
- મિતભાષી અને મિલનસાર સ્વભાવ કેળવી શકે.
- ઈષ્ટદેવ, માતા-પિતા અને ગુરુ શરણમાં વિનમ્રતા દાખવી શકે.
- ગુરુ અને માતા-પિતા પ્રત્યે સેવા ભક્તિ સાધી શકે.
- ઉમદા ભક્ત-સેવક બાળકોના જીવન ચરિત્રમાંથી ત્યાગભાવના કેળવી શકે.
- અહિંસા અને નિરવ્યસની જીવન બનાવી શકે.
- દુ:ખી, દરિદ્ર અને અપંગ પ્રત્યે સહાનુભૂતિ-કરુણા દાખવી શકે.

### યુવા સત્સંગ / મહિલા સત્સંગ કેન્દ્ર

- સત્સંગથી સારા સદ્‌ગુણો મેળવી શકે
- ઈષ્ટદેવ, માતા-પિતા અને ગુરુ શરણામાં વિનમ્ર બની શકે.
- સત્ય સનાતન ધર્મના મૂલ્યોમાંથી પ્રેરણા મેળવી શકે.
- સત્સંગથી જીવનમાં પ્રેમ, દયા, શાંતિ અને પરોપકાર દાખવી શકે.
- ધ્યેયનિષ્ઠ અને આત્મ વિશ્વાસુ બની શકે.
- જીવનની મુશ્કેલીઓમાં અડગ મનોબળ અને સમર્પણ ભાવ કેળવી શકે.
- માનવ સેવાના ઉત્તમ કાર્યોમાં સહયોગી બની શકે.
- જીવનમાં ઉમદા વિચારવાન અને ચારિત્ર્યવાન બની શકે.
- અહિંસા અને નિરવ્યસનથી ઉજ્જવલ જીવન બનાવી શકે.
- જીવનમાં પ્રામાણિતા પવિત્રતા અને ખેલદીલી દાખવીને પરિવાર, સમાજ અને દેશને ગૌરવ અપાવી શકે.

# આજીવન સભ્ય

| અનું. | આજીવન સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|
| ૧. | શ્રી ચીમનભાઈ આર. સંગાડા સાહેબ | વાંસિયા | ૯૪૨૬૦૮૫૫૩૪ |
| ૨. | શ્રી રમેશભાઈ આર. સંગાડા | વાંસિયા | ૯૯૭૯૫૨૨૭૮૧ |
| ૩. | શ્રી સુરસીંગભાઈ આર. સંગાડા | વાંસિયા | ૯૮૭૯૬૮૫૨૩૩ |
| ૪. | શ્રી માધુભાઈ ખુશાલભાઈ સંગાડા | વાંસિયા | ૮૭૫૮૭૦૯૨૯૬ |
| ૫. | શ્રી મહેન્દ્રભાઈ કાનજીભાઈ ગણાસવા | લીલવાસર | ૯૯૭૮૫૮૭૧૪૧ |
| ૬. | શ્રી પ્રકાશભાઈ રૂમાલભાઈ કટારા | ચીચાણી | ૯૮૭૯૪૩૬૩૨૧ |
| ૭. | શ્રી રમેશભાઈ સબુરભાઈ ખાંટ | ધાવડી ફળિયા | ૯૭૨૬૮૨૪૮૪૧ |
| ૮. | શ્રી જગદીશભાઈ ગલાભાઈ પલાસ | જરોર | ૯૯૧૩૮૧૦૪૦૪ |
| ૯. | શ્રી નારાયણભાઈ શીવાભાઈ સોલંકી | જેસાવાડા | ૯૬૩૮૨૪૧૭૮૮ |
| ૧૦. | શ્રી સંતશ્રી નિર્મલદાસજી સાહેબ | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૧૧. | શ્રી ગોવિંદભાઈ દલાભાઈ પરમાર | ભોજેલા | ૯૪૨૭૦૫૬૬૩૮ |
| ૧૨. | શ્રી પ્રવીણભાઈ હીરાભાઈ ડામોર | બુગડ(સંત) | ૯૯૨૫૯૦૭૧૧૫ |
| ૧૩. | શ્રી અલ્પેશભાઈ લક્ષ્મણભાઈ માલ | ગવાડુંગરા | ૯૭૧૨૪૦૫૨૨૬ |
| ૧૪. | શ્રી તારસીંગભાઈ લાલુભાઈ તડવી | બાબરોલ | ૯૭૭૮૧૭૬૧૪૭ |
| ૧૫. | શ્રી જાલુભાઈ કલજીભાઈ પારગી | વાંગડ | ૬૩૫૯૦૨૩૫૮૮ |
| ૧૬. | શ્રી વેચાતભાઈ છગનભાઈ પરમાર | બોરીઆલા | ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૧૭. | શ્રી ભોપીનભાઈ નારણભાઈ કાંચીલા | ગાંગરડી | ૯૯૧૩૬૪૪૮૪૫ |
| ૧૮. | શ્રી નાનજીભાઈ નાથાભાઈ પરમાર | જેસાવાડા/અમદાવાદ | ૯૯૭૯૯૩૩૮૭૦ |
| ૧૯. | શ્રી મનુભાઈ કાળુભાઈ મકવાણા | દશલા/અમદાવાદ | ૯૮૨૫૪૮૩૫૩૨ |
| ૨૦. | શ્રી મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ | કંબોઈ | ૯૮૭૯૧૪૩૨૩૩ |
| ૨૧. | મહંતશ્રી છગનદાસજી સાહેબ | જેસાવાડા | ૯૬૬૪૯૫૯૧૦૨ |
| ૨૨. | મહંતશ્રી જગદીશદાસજી સાહેબ | સુરત | ૯૬૩૮૭૭૭૬૩૮ |
| ૨૩. | શ્રી સુમનલાલ નાથાજી સોની | જેસાવાડા | ૯૪૨૮૦૨૮૯૮૮ |
| ૨૪. | શ્રી કનુભાઈ દલાભાઈ પરમાર | જેસાવાડા | ૯૮૭૯૮૨૪૯૬૫ |
| ૨૫. | શ્રી ભક્તશ્રી વિનોદદાસજી | રાછરડા | ૯૮૯૮૫૩૪૬૨૮ |
| ૨૬. | શ્રી અંબાલાલ છગનભાઈ હઠીલા | વરઝેર/અમદાવાદ | ૯૬૦૧૯૭૭૪૯૦ |
| ૨૭. | શ્રી મફતભાઈ મકનાભાઈ ડામોર | ખરસોડ | ૯૦૯૯૩૭૮૯૮૭ |
| ૨૮. | શ્રી તેરસીંગભાઈ દુબળાભાઈ વસૈયા | વાંસિયા | ૯૬૮૭૯૯૦૮૫૩ |
| ૨૯. | શ્રી દલસીંગભાઈ તેજાભાઈ પલાસ | વાંસિયા | ૯૭૧૨૦૪૪૬૬૫ |
| ૩૦. | શ્રી પ્રજ્ઞેશભાઈ મોહનભાઈ સંગાડા | વાંસિયા | ૯૭૨૬૪૬૭૨૦૬ |
| ૩૧. | શ્રી રાહુલભાઈ શાંતિલાલ સંગાડા | વાંસિયા | ૯૯૭૯૭૨૪૬૦૯ |
| ૩૨. | શ્રી ભરતભાઈ આર. ખાંગુડા | કરોડિયા/ફતેપુરા | ૯૭૨૭૯૪૭૫૮૯ |
| ૩૩. | | | |
| ૩૪. | શ્રી વિનોદભાઈ તેરસિંગભાઈ બામણીયા | લીલવાસર | ૯૯૨૫૧૬૫૭૨૫ |
| ૩૫. | શ્રી માનસિંહ ભાભોર (ગુરુજી) | માંડલી | ૯૮૭૯૨૩૮૭૫૩ |
| ૩૬. | | | |
| ૩૭. | શ્રી ડૉ. મેહુલ બી. પરમાર | ભોજેલા / દાહોદ | ૯૯૭૯૭૫૧૧૪૪ |
| ૩૮. | શ્રી મહેશભાઈ બારીયા | દાહોદ | ૯૭૩૭૦૬૫૨૫૫ |
| ૪૦. | મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ | માંજલપુર, વડોદરા | ૯૪૨૭૮૩૭૮૨૧ |
| ૪૧. | શ્રી મહેશભાઈ ભુરસીંગભાઈ ભાભોર | કદવાળ | ૯૮૭૯૭૬૩૩૭૬ |
| ૪૨. | શ્રી રમેશભાઈ ભુરસીંગભાઈ ભાભોર | કદવાળ | ૯૯૭૯૩૭૩૧૦૨ |

| | | | |
|---|---|---|---|
| ૪૩. | શ્રી કનુભાઈ કલજીભાઈ ભાભોર | કદવાળ | ૯૮૭૯૬૨૮૯૨૧ |
| ૪૪. | શ્રી ફતેસિંહ ટીહાભાઈ નિસરતા | કદવાળ | ૯૮૭૯૪૯૧૭૩૯ |
| ૪૫. | શ્રી ભુરાભાઈ ચુનિયાભાઈ નિસરતા | કદવાળ | ૭૦૬૯૯૭૩૪૦૪ |
| ૪૬. | શ્રી દિનેશભાઈ નેવજીભાઈ નિસરતા | કદવાળ | ૯૦૧૬૬૪૨૩૩૯ |
| ૪૭. | શ્રી સ્વજીભાઈ ધર્માભાઈ ચારેલ | સંજેલી મુવાડા | ૯૯૨૫૬૫૬૩૫૩ |
| ૪૮. | શ્રી કાંતિલાલ રણછોડભાઈ સંગાડા | વાંસીયા | ૯૪૨૯૨૯૨૦૮૦ |
| ૪૯. | શ્રી પ્રેમજીભાઈ દીતાભાઈ રાઠોડ | ચાકીસણા | ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૫૦. | મહંતશ્રી નાનદાસજી સાહેબ | લીલવાસર | ૯૯૨૫૦૫૦૧૭૩ |
| ૫૧. | સંતશ્રી મગનદાસજી સાહેબ | સુખસર | ૯૪૨૮૫૪૬૨૪૭ |
| ૫૨. | શ્રીમતિ ભારતીબેન મોરારભાઈ ભુરિયા | ડુંગરી ઝાલોદ | ૯૯૭૮૭૮૮૮૦૫ |
| ૫૩. | શ્રી જયસિંગભાઈ લાખાભાઈ તાવિયાડ | દાહોદ (સીર) | ૯૯૭૮૫૭૪૧૨૨ |
| ૫૫. | શ્રી ચંદ્રસિંહ માનસિંહ બારીયા | તાજપુરી | ૯૪૨૬૪૨૩૭૪૫ |
| ૫૬. | શ્રી કાર્તિકકુમાર વીરસંગભાઈ ખાંટ | દાહોદ | ૮૧૪૧૫૨૧૦૮૦ |
| ૫૭. | શ્રી મંગળભાઈ શંકરભાઈ તાવિયાડ | દાહોદ | ૯૦૯૯૩૧૭૫૩૫ |
| ૫૮. | સાધુશ્રી સુર્યકાન્ત રામદાસજી સાહેબ | દાહોદ | ૯૯૦૯૭૩૪૯૭૭ |
| ૫૯. | શ્રી શાંતિલાલ મનસુખભાઈ ડાંગી | દાહોદ | ૯૬૩૮૬૩૦૫૬૧ |
| ૬૦. | શ્રી વિક્રમસિંહ નારસીંગભાઈ રાઠોડ | દાહોદ | ૯૯૭૯૧૫૭૯૯૧ |
| ૬૧. | શ્રી રાયસિંહ સવસિંહ બારીયા | દાહોદ | ૯૫૩૭૮૫૦૪૭૨ |
| ૬૨. | શ્રીમતિ કમળાબેન નિર્મલદાસ પરમાર | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૬૩. | શ્રી જયેશભાઈ રૂમાલભાઈ બામણીયા | મોટીરિલ | ૯૪૨૬૭૪૮૯૩૦ |
| ૬૪. | શ્રી ચીમનભાઈ રૂમાલભાઈ બામણીયા | મોટીરિલ | ૯૪૫૭૦૫૭૫૧૨ |
| ૬૬. | શ્રી સુરેશભાઈ ગલજીભાઈ માલીવાડ | લવારા | ૮૧૪૧૭૫૧૦૧૮ |
| ૬૭. | શ્રી લાલાભાઈ રતનભાઈ સોલંકી | જેસાવાડા | ૯૯૭૯૫૧૮૭૩૪ |
| ૬૮. | શ્રી નટવરભાઈ શીવાભાઈ સોલંકી | ગરબાડા | ૯૪૨૬૦૪૬૧૫૫ |
| ૬૯. | શ્રીમતિ દલીબેન જાલુભાઈ પારગી | વાંગડ | ૯૪૨૬૩૩૯૯૮૮ |
| ૭૦ | મહંતશ્રી સુમરણદાસજી સાહેબ | કેલીયા | ૯૯૭૯૩૫૬૪૦૧ |
| ૭૧ | શ્રી બાબુભાઈ ખુમાનભાઈ ડાંગી | નિમેવરોડ | ૯૪૨૯૮૪૫૫૮૧ |
| ૭૨ | શ્રી ભુરસિંગભાઈ કોયાભાઈ સંગાડા | મોલી | ૯૯૭૮૦૧૦૯૪૧ |
| ૭૩ | શ્રી સેવાદાસ સમસુભાઈ બારીયા | મોલી | ૯૦૯૯૬૨૦૭૧૩ |
| ૭૪ | સાધુશ્રી ખુમાનદાસ ગવજીદાસ | સાગડાપાડા | ૯૯૭૮૨૪૦૦૩૭ |
| ૭૫ | શ્રી પ્રવિણભાઈ ચીમનભાઈ શાહ | અમદાવાદ | ૯૯૦૯૯૫૫૨૬૭ |
| ૭૬ | મહંતશ્રી સર્વજ્ઞમુની સાહેબ | વેજલપુર-વલસાડ | ૯૭૨૪૭૮૨૮૪૮ |
| ૭૭ | શ્રી નલીકાન્ત માલજીભાઈ બારીયા | વાવડીબુઝર્ગ-ગોધરા | ૯૮૨૫૯૫૩૫૧૩ |
| ૭૮ | શ્રી જીજ્ઞેશકુમાર ચંદુભાઈ પરમાર | ભોજેલા | ૯૬૨૮૪૮૦૯૧૦ |
| ૭૯ | શ્રી મહેશભાઈ ધીરાભાઈ પરમાર | ભોજેલા | ૮૨૩૮૧૦૬૪૭૩ |
| ૮૦ | શ્રી રતનભાઈ વરસીંગભાઈ પરમાર | ભોજેલા | ૯૪૨૮૬૦૦૩૦૦ |
| ૮૧ | શ્રી છગનભાઈ અખેરામ રાવલ | ડાકોર | ૮૨૩૮૯૯૭૮૨૫ |
| ૮૨ | શ્રી જયરામભાઈ અખેરામ રાવલ | ગોધરા | ૯૯૨૫૭૯૯૮૦૯ |
| ૮૩ | શ્રી નાથુભાઈ વાલાભાઈ તડવી | ગોધરા | ૯૮૭૯૦૨૦૨૫૦ |
| ૮૪ | શ્રી માલાભાઈ આર. બસ્જોડ | ગોધરા | ૯૯૭૯૮૫૧૨૯૪ |
| ૮૫ | ડૉ. એલ.એમ. ચંદાણા સાહેબ | ગોધરા | ૯૯૨૫૪૨૮૧૮૧ |

| | | | |
|---|---|---|---|
| ૮૬ | શ્રી પ્રતાપસિંહ ગુલાબસિંહ બારીયા | ખુદરા | ૯૯૦૯૭૭૦૯૯૮ |
| ૮૭ | શ્રી મારૂતસિંહ ઉદેસિંહ બારીયા | ખુદરા | ૯૯૭૯૧૮૭૫૯૯ |
| ૮૮ | શ્રી મનુભાઇ લાલાભાઇ બામણીયા | ગોધરા | ૯૪૨૯૯૪૫૨૬૩ |
| ૮૯ | શ્રી ભારતસિંહ કાનજીભાઇ મકવાણા | વિજાગઢ | ૯૭૧૨૦૨૭૨૨૨ |
| ૯૦ | શ્રી મનસુખભાઇ ખાતરાભાઇ હઠીલા | ચંદલા | ૯૯૭૯૦૬૬૫૯૧ |
| ૯૧ | શ્રી નિલેશકુમાર ચંપાલાલ દરજી | જેસાવાડા | ૭૬૦૦૪૩૪૧૯૯ |
| ૯૨ | શ્રી છગનભાઇ વાલાભાઇ મકવાણા | રાછરડા | ૯૯૯૮૫૯૯૫૨૨ |
| ૯૩ | શ્રી જિજ્ઞેશભાઇ ભરતભાઇ ડોડિયાર | ચાકીસણા | ૯૭૨૭૯૭૫૩૩૪ |
| ૯૪ | શ્રી રાયસિંગભાઇ ગુલાબસિંગભાઇ પરમાર | છાવડ | ૮૨૩૮૫૭૨૦૨૫ |
| ૯૫ | શ્રી જયદિપકુમાર તેજાભાઇ બિલવાળ | વાંસિયા | ૯૭૭૩૪૬૪૦૭૬ |
| ૯૬ | શ્રી ગિરધરલાલ કે. વાળંદ | ગાંગરડી | ૯૯૨૫૪૨૬૧૩૯ |
| ૯૭ | શ્રી સમીરભાઇ કનુભાઇ ચાવડા | રાછરડા | ૮૯૮૦૩૭૮૫૧૩ |
| ૯૮ | શ્રી રમણભાઇ કે. તલાર | ગાંધીનગર | ૯૫૮૬૪૭૬૫૩૨ |
| ૯૯ | શ્રી માનસિંહભાઇ વેજાભાઇ પારગી | ખેડાચા | ૯૮૨૫૫૦૬૨૭૪ |
| ૧૦૧ | શ્રી કનુભાઇ વાલાભાઇ નોકમ | રાછરડા | ૯૯૯૮૦૧૪૭૫૯ |
| ૧૦૨ | શ્રી સવજીભાઇ વેલજીભાઇ ચારેલ | ગોધરા | ૯૯૭૮૨૩૯૪૧૨ |
| ૧૦૩ | મહંતશ્રી રામચંદ્રદાસજી સાહેબજી | મોટીરિલ | ૯૯૭૮૯૯૧૪૯૦ |
| ૧૦૪ | શ્રી સુખલાલભાઇ ડી. પરમાર | ભોજેલા | ૬૩૫૨૬૩૬૯૬૫ |
| ૧૦૫ | શ્રી દેવદત પ્રભુદાસ તાવિયાડ | સંતરામપુર | ૬૩૫૦૧૩૮૪૧૧ |
| ૧૦૬ | શ્રી હરીશભાઇ કનુભાઇ ચાવડા | ગાંગરડા | ૯૭૮૭૮૨૫૯૬૦ |
| ૧૦૭ | શ્રી વેચાતભાઇ ધુળાભાઇ પરમાર | ધામરડા | ૯૯૨૫૨૧૬૮૯૫ |
| ૧૦૮ | શ્રી વિપુલભાઇ નરપતભાઇ કાંચીલા | ગાંગરડી | ૮૩૨૦૦૪૩૪૨૪ |
| ૧૦૯ | શ્રી જયેશકુમાર જેઠાલાલ સોલંકી | જેસાવાડા | ૯૧૭૩૯૩૦૫૩૧ |
| ૧૧૦ | સાધુશ્રી સુરદાસ ગુરુશ્રી પ્રકાશદાસજી સાહેબ | ભામૈયા | ૯૪૨૯૦૫૨૩૩૨ |
| ૧૧૧ | શ્રી છગનભાઇ રામજીભાઇ સુવર | દાહોદ | ૯૮૭૯૯૦૭૭૮૪ |
| ૧૧૨ | શ્રી સ્નેહલકુમાર રતનસિંહ બામણીયા | દાહોદ | |
| ૧૧૩ | શ્રી રાધેસિંહ ભયજીભાઇ બારીયા | કુવાઝર | ૯૮૨૪૧૨૭૦૨૭ |
| ૧૧૪ | શ્રી મુકેશકુમાર વાલસીંગભાઇ પારગી | માધવા | ૯૨૬૫૮૭૮૫૬૦ |
| ૧૧૫ | શ્રી ગોવિંદલાલ મહેશભાઇ મહીડા | તીખી ફળિયા-મોટી રેલ | ૯૯૧૩૧૬૭૧૨૩ |
| ૧૧૬ | શ્રીમતી કોકીલાબેન ગોવિંદલાલ મહીડા | તીખી ફળિયા-મોટી રેલ | ૯૯૧૩૧૬૨૦૫ |
| ૧૧૭ | શ્રી હર્ષદકુમાર કાળુભાઇ ભાભોર | નિશાળ ફળિયા-સલરા | ૯૦૧૬૫૧૪૬૯૩ |
| ૧૧૮ | શ્રીમતી સંગીતાબેન હર્ષદકુમાર ભાભોર | નિશાળ ફળિયા-સલરા | ૯૮૭૯૨૮૬૯૩૭ |
| ૧૧૯ | શ્રી રેવાભાઇ બીજીયાભાઇ મહીડા | તીખી ફળિયા-મોટીરિલ | ૯૯૨૫૯૭૨૬૫૪ |
| ૧૨૦ | મહંતશ્રી સુમરણદાસજી સાહેબ | દાસા | ૯૯૨૫૪૫૯૪૫૩ |
| ૧૨૧ | શ્રી રેવલાભાઇ વેસ્તાભાઇ ભોહ | ખરોડ ગામ | ૯૭૨૭૮૩૯૬૩૪ |
| ૧૨૨ | મહંતશ્રી વિમલદાસજી સાહેબ | ગુમલી | ૯૭૧૨૩૯૦૦૭૮ |
| ૧૨૩ | શ્રી મોહનભાઇ કાનાભાઇ નોકમ | રાછરડા | ૮૧૪૦૮૫૧૪૭૪ |
| ૧૨૪ | શ્રી પર્વતભાઇ ગોવિંદભાઇ ડાંગી | નીમેવરોડ | ૯૯૨૫૬૫૫૬૪૫ |
| ૧૨૫ | મહંતશ્રી અણમોલદાસજી સાહેબ | લીલવાસર | ૬૩૫૧૫૮૩૮૪૨ |
| ૧૨૬ | શ્રી સુરેશભાઇ લાલાભાઇ બામણીયા | મોટીરેલ | ૮૯૮૦૧૦૨૪૦૬ |
| ૧૨૭ | શ્રી સોમાભાઇ કુલાભાઇ પટેલીયા | ગોધરા | ૯૪૨૯૨૯૧૧૯૮ |
| ૧૨૮ | શ્રી વિનુભાઇ લાલભાઇ અમલીયાર | ગોધરા | ૯૪૨૯૨૩૧૨૭૪ |
| ૧૨૯ | શ્રી પિયુષકુમાર લાલાભાઇ અમલીયાર | ગોધરા | ૭૬૦૦૪૪૧૯૪૩ |

| | | | |
|---|---|---|---|
| | | દાસા | ૯૯૨૫૪૫૯૪૫૩ |
| ૧૨૦ | મહંતશ્રી સુમરણદાસજી સાહેબ | ખરોડ ગામ | ૯૭૨૭૮૩૯૬૩૪ |
| ૧૨૧ | શ્રી રેવલાભાઇ વેસ્તાભાઇ ભોહા | ગુમલી | ૯૭૧૨૩૯૦૦૭૮ |
| ૧૨૨ | મહંતશ્રી વિમલદાસજી સાહેબ | રાછરડા | ૮૧૪૦૮૫૧૪૭૪ |
| ૧૨૩ | શ્રી મોહનભાઇ કાનાભાઇ નોકમ | નીમેવરોડ | ૯૯૨૫૬૫૫૬૪૫ |
| ૧૨૪ | શ્રી પર્વતભાઇ ગોવિંદભાઇ ડાંગી | લીલવાસર | ૬૩૫૧૫૮૩૮૪૨ |
| ૧૨૫ | મહંતશ્રી અણમોલદાસજી સાહેબ | મોટીરેલ | ૮૯૮૦૧૦૨૪૦૬ |
| ૧૨૬ | શ્રી સુરેશભાઇ લાલાભાઇ બામણીયા | ગોધરા | ૯૪૨૯૨૯૧૧૯૮ |
| ૧૨૭ | શ્રી સોમાભાઇ ફુલાભાઇ પટેલીયા | ગોધરા | ૯૪૨૯૨૩૧૨૭૪ |
| ૧૨૮ | શ્રી વિનુભાઇ લાલભાઇ અમલીયાર | ગોધરા | ૭૬૦૦૪૪૧૯૪૩ |
| ૧૨૯ | શ્રી પિયુષકુમાર લાલાભાઇ અમલીયાર | ટીસાનામુવાડા/જામનગર | |
| ૧૩૦ | ભક્તશ્રી ચંદુભાઇ ગુરૂશ્રી દયાનંદદાસજી સાહેબ | જરોર | ૯૯૭૮૨૩૮૯૬૨ |
| ૧૩૧ | શ્રી મગનલાલ વાઘજીભાઇ ગરાસિયા | નાનભામૈયા | ૮૧૬૦૪૬૧૩૭૨ |
| ૧૩૨ | શ્રી ગણપતસિંહ રતનસિંહ બારીઆ | બાબરોલ | ૯૪૨૬૭૨૦૩૪૭ |
| ૧૩૩ | શ્રી સવજીભાઇ લાલુભાઇ તડવી | મોટી રેલ (પશ્ચિમ) | ૯૫૮૬૬૯૨૯૧ |
| ૧૩૪ | શ્રી અશોકભાઇ લીંબાભાઇ બામણીયા | મોટી રેલ (પશ્ચિમ) | ૯૭૨૩૧૯૫૫૯૩ |
| ૧૩૫ | શ્રી દીલીપભાઇ મનસુખભાઇ બામણીયા | ગડા | ૯૭૨૬૮૭૩૮૫૦ |
| ૧૩૬ | શ્રી કમજીભાઇ મોતીભાઇ મુંડવાડ | બાલરોલ | ૯૫૧૦૭૯૬૦૦૫ |
| ૧૩૭ | શ્રી રૂપસીંગભાઇ પુંજાભાઇ તડવી | સંતરામપુર | ૯૨૬૫૨૮૭૬૩૫ |
| ૧૩૮ | શ્રી પરસોતમદાસ કોદરભાઇ તાવિયાડ | બાલરોલ | ૯૯૦૯૨૫૭૩૧૪ |
| ૧૩૯ | શ્રી પારસીંગભાઇ થાનાભાઇ નિમામા | સરાડ | ૯૫૮૬૧૪૯૦૮૪ |
| ૧૪૦ | શ્રી રામાભાઇ રૂપાભાઇ તડવી | બાબરોલ | ૯૯૭૯૧૭૬૪૨૫ |
| ૧૪૧ | શ્રી લાલુભાઇ રાવજીભાઇ તડવી | બાબરોલ | ૯૦૧૬૪૫૨૨૦૭ |
| ૧૪૨ | શ્રી લાલસીંગભાઇ શંકરભાઇ તડવી | ગાવાડુંગરા | ૯૭૮૦૬૬૬૧૬૯ |
| ૧૪૩ | શ્રી ઇશ્વરભાઇ જીવાભાઇ માલ | પાદેડીઅડોર | ૮૧૪૧૮૬૪૧૪૪ |
| ૧૪૪ | શ્રી મહેશભાઇ લાલજીભાઇ ડામોર | મોટીરેલ | ૮૬૮૫૬૦૦૬૨૦ |
| ૧૪૫ | શ્રી કાંતિલાલ રૂમાલભાઇ બામણીયા | બાલરોલ | ૯૯૦૯૦૭૬૬૦૧ |
| ૧૪૬ | શ્રી રાજુભાઇ તેરસીંગભાઇ તડવી | પૂર્વ ધારાસભ્ય સંતરામપુર | ૯૪૨૯૮૪૫૯૯૯ |
| ૧૪૭ | શ્રી ગેંદાલભાઇ મોતીભાઇ ડામોર | પડલીયા | ૯૬૬૪૮૨૫૫૨૬ |
| ૧૪૮ | શ્રી નિલેશકુમાર મનસુખભાઇ બારીયા | ગવાડંગરા | ૯૯૧૩૬૮૦૬૪૩ |
| ૧૪૯ | શ્રી મગનભાઇ રામાભાઇ મછાર | બાલરોલ | ૯૯૨૪૩૧૨૨૮૧ |
| ૧૫૦ | શ્રી ઇન્દ્રવદનભાઇ નાથુભાઇ તડવી | બાલરોલ | ૯૮૫૮૯૫૫૨૮૧ |
| ૧૫૧ | શ્રી જતીનભાઇ લક્ષ્મણભાઇ તડવી | ગવાડુંગરા | ૯૯૧૩૬૮૦૬૪૩ |
| ૧૫૨ | શ્રી તેરસીંગભાઇ ગલાલભાઇ મછાર | બાલરોલ | ૯૯૭૯૩૭૧૧૪૩ |
| ૧૫૩ | શ્રી વિનોદભાઇ લાલુબાઇ તડવી | બાલરોડ | ૬૩૫૯૪૨૨૪૬૨ |
| ૧૫૪ | શ્રી વેલજીભાઇ સોમાભાઇ તડવી | ભોજેલા | ૯૭૨૭૮૦૪૦૨૬ |
| ૧૫૫ | શ્રી સુકમદાસ ભુંડાભાઇ પરમાર | ભોજેલા | ૯૯૦૯૯૩૪૯૨૩ |
| ૧૫૬ | શ્રી સુરેશભાઇ પારસીંગભાઇ પરમાર | | |

# સદ્‌ગુરુ કબીર જ્ઞાન બાલ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

## જીલ્લા સમિતિ

| અનું. | તાલુકા | જીલ્લા સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|---|
| ૧. | દે.બારીયા | મહંતશ્રી ધનેશ્વરદાસજી સાહેબ | દેવગઢબારીયા | ૭૫૬૭૮૮૨૯૧૭ |
| ૨. | ફતેપુરા | સંતશ્રી નિર્મલદાસજી સાહેબ | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૩. | સંતરામપુર | શ્રી મહેન્દ્રભાઈ ગણાસવા | લીલવાસર | ૯૯૭૮૫૮૭૧૪૧ |
| ૪. | લીમખેડા | સંતશ્રી હરીનારાયણ સાહેબ | પસાયતા | ૯૫૧૨૧૬૦૭૫૭ |
| ૫. | સંજેલી | શ્રી સુરસિંગભાઈ સંગાડા | વાસીયા | ૯૮૭૯૬૮૫૨૩૩ |
| ૬. | ઝાલોદ | શ્રી પ્રેમજીભાઈ રાઠોડ | ઝાલોદ | ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૭. | ધાનપુર | મહંતશ્રી વિમલદાસજી સાહેબ | ગુમલી | ૯૭૧૨૩૯૦૦૭૮ |
| ૮. | દાહોદ | શ્રી મહેશભાઈ બારીયા | દાહોદ | ૯૭૩૭૦૬૫૨૫૫ |
| ૯. | ગોધરા | મહંતશ્રી ગોકુળદાસજી સાહેબ | લાડપુર | ૮૯૮૦૪૧૧૫૧૬ |
| ૧૦. | મોરવા(હ) | શ્રી ચંદ્રસિંહ બારીયા | તાજપુરી | ૯૪૨૬૪૨૩૭૪૫ |
| ૧૧. | ગરબાડા | શ્રી નારાયણભાઈ સોલંકી | જેસાવાડા | ૮૧૪૦૧૪૬૭૭૭ |
| ૧૨. | રણધીકપુર | મહંતશ્રી ચંદનદાસજી સાહેબ | રણધીકપુર | ૯૯૦૯૮૫૦૮૫૪ |
| ૧૩. | ઘોઘંબા | શ્રી મોહનભાઈ ઝવરાભાઈ પટેલ | રીછવાણી | ૯૪૨૬૭૪૮૯૪૭ |

## તાલુકા સમિતિ

| અનું. | તાલુકા | જીલ્લા સભ્યનું નામ | ગામ | સંપર્ક મો. નંબર |
|---|---|---|---|---|
| ૧. | ફતેપુરા | શ્રી તારસીંગભાઈ હાલાભાઈ પારગી | કરમેલ | ૯૫૮૬૬૦૫૮૩૨ |
| ૨. | દે.બારીયા | મહંતશ્રી બાલકદાસજી સાહેબ | કેલીયા | ૯૯૦૯૫૩૪૭૪૧ |
| ૩. | સંતરામપુર | શ્રી અશોકભાઈ બામણીયા | મોટીરેલ(પશ્ચિમ) | ૯૫૮૬૦૬૯૨૯૧ |
| ૪. | લીમખેડા | શ્રી છત્રસિંહ રતનદાસ | અગારા | ૯૭૨૬૩૮૩૬૪૪ |
| ૫. | સંજેલી | શ્રી દલસિંગભાઈ તેજાભાઈ પલાસ | વાસીયા | ૯૭૧૨૦૪૪૩૩૫ |
| ૬. | ઝલોદ | શ્રી નરસિંહભાઈ એમ. ડાંગી | વરોડ | |
| ૭. | ધાનપુર | સંતશ્રી દયાળદાસજી સાહેબ | વેડ | ૯૦૯૯૧૩૦૬૬૯ |
| ૮. | દાહોદ | ભક્તશ્રી વિનોદદાસજી સાહેબ | રાછરડા | ૯૮૯૮૫૩૪૬૨૮ |
| ૯. | ગોધરા | મહંતશ્રી રાજેશ્વરદાસજી સાહેબ | ભામૈયા(પૂર્વ) | ૯૯૯૮૪૮૫૩૧૯ |
| ૧૦. | મોરવા(હ) | મહંતશ્રી મહાવીરદાસજી સાહેબ | રામપુર(ક) | ૯૯૭૯૨૧૮૫૮૪ |
| ૧૧. | ગરબાડા | શ્રી વેચાતભાઈ પરમાર | બોરીયાલા | ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૧૨. | રણધીકપુર | સંતશ્રી પ્રભુદાસ સાહેબ | મોટા આંબલીયા | ૮૨૩૮૫૧૪૪૬૧ |

॥ સત્યનામ ॥

# જાહેર વિજ્ઞપ્તિ

વચનિવૃતિ નિમિતે, લગ્ન પ્રસંગ, ભૂમિ પૂજન, વાસ્તુ નિમિતે, આનંદ આરતી કે ચલાઉ આરતી નિમિત, ભજન-ભોજન ભંડારા જેવા અનેક પ્રસંગોએ "કુલ નહીં તો ફૂલની પાંખડી" સ્વરૂપે સદ્‌ગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ને ભેટ-દાન આપી સદ્‌ગુરુ કબીર વિચાર ધારા ના પ્રચાર-પ્રસારની સહિત્ય સેવામાં મદદરૂપ થવા આપને નમ્ર વિનંતી કરીએ છીએ.

આજીવન સભ્યજોગ

૧૨મી વાર્ષિક સાધારણ સભા કંબોઇ મુકામે મળેલ જેમાં સર્વાનુમતે નિર્ણય લેવાયો છે કે "આજીવન સભ્ય વધે તે માટે દરેક સભ્યે ઓછામાં ઓછા પાંચ આજીવન સભ્ય બનાવવા.

ટ્રસ્ટની વિવિધ સમિતિઓમાં કેટલીક સમિતિઓના સભ્યશ્રી હજી પણ આજીવન સભ્ય બન્યા નથી તો તેઓશ્રી ને સદ્‌ગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ના આજીવન સભ્ય બનવા માટે વિનંતી કરવામાં આવે છે.

પ્રકાશક / તંત્રી / સંપાદક

સદ્‌ગુરુ કબીર સંદેશ, (ત્રિમાસિક પત્રિકા)

॥ સત્યનામ ॥

# જાહેર વિજ્ઞપ્તિ

વચનિવૃતિ નિમિતે, લગ્ન પ્રસંગ, ભૂમિ પૂજન, વાસ્તુ નિમિતે, આનંદ આરતી કે ચલાઉ આરતી નિમિત, ભજન-ભોજન ભંડારા જેવા અનેક પ્રસંગોએ "ફુલ નહીં તો ફૂલની પાંખડી" સ્વરૂપે સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ને ભેટ-દાન આપી સદગુરુ કબીર વિચાર ધારા ના પ્રચાર-પ્રસારની સહિત્ય સેવામાં મદદરૂપ થવા આપને નમ્ર વિનંતી કરીએ છીએ.

આજીવન સભ્યજોગ

૧૨મી વાર્ષિક સાધારણ સભા કંબોઇ મુકામે મળેલ જેમાં સર્વાનુમતે નિર્ણય લેવાયો છે કે "આજીવન સભ્ય વધે તે માટે દરેક સભ્યે ઓછામાં ઓછા પાંચ આજીવન સભ્ય બનાવવા.

ટ્રસ્ટની વિવિધ સમિતિઓમાં કેટલીક સમિતિઓના સભ્યશ્રી હજી પણ આજીવન સભ્ય બન્યા નથી તો તેઓશ્રી ને સદગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ના આજીવન સભ્ય બનવા માટે વિનંતી કરવામાં આવે છે.

પ્રકાશક/તંત્રી / સંપાદક

સદગુરુ કબીર સંદેશ, (ત્રિમાસિક પત્રિકા)

**નારદ દીક્ષા ધીમરસે પાયે, લખ ચૌરાસી તુરત બચાયે ।**
**ગુરુ કહે સોઈ હૈ સાચા, બિન પરિચે સેવક હૈ કાચા ॥**

નારદજી અવાર નવાર વિષ્ણુ ભગવાન પાસે જતા. એક વાર તરત પાછા ફર્યા તો નારદજી જ્યાં બેઠાતા ત્યાંની માટી ભગવાન કઢાવતા હતાં. ભગવાને કહ્યું તમે ગુરુ નથી કર્યા માટે! ભગવાને આજ્ઞા કરી કાલે સવારે જે તમને પહેલા મળે તેને ગુરુ કરવા. એક માછી માર (ધીમર) સવારના મળ્યો. પરંતુ નારદજીને સંશય રહ્યો. ભગવાન પાસે જઈને ફરીયાદ કરી. ભગવાને ગુરુની નિંદા સાંભળી શ્રાપ આપ્યો. ચૌર્યાસી ભોગવવી પડશે. નારદજીએ માછીમારની માફી માંગી. ઉપાય પુછયો. ત્યારે ગુરુજીએ કહ્યું કે એક મોટા કાગળમાં બધી જ યોનીના ચિત્ર દોરી એમાં અળોટી જાવ. ચોર્યાસી ભોગવાઇ જશે. આમ ગુરુના વચનથી થોડા સમયમાં જ ચોર્યાસી ભોગવાઇ છુટકારો પ્રાપ્ત થયો. માટે સંસારમાં ગુરુનું વચન સર્વથી શ્રેષ્ઠ છે. તેના જ અધિકારી બનવાની જરૂર છે.

**ગુરુ કુંભાર શીષ કુંભ હૈ, ઘડી ઘડી કાઢે ખોટ ।**
**અંતર હાથ સહાર દે, બાહર મારે ચોટ ॥**

ગુરુ નુ કાર્ય કુંભાર જેવું હોય છે. માટીના ઘડાનો ઘાટ આપ્યા પછી જેમ કુંભાર ઘડાને ઘડવા માટે બહારથી ટીપે છે. પરંતુ અંદર હાથ રાખીને તેને સહારો આપે છે. તેમ ગુરુ પણ શીષ્યને ભુલો બતાવી ટોકે છે, જેથી તેની અંદરના દુર્ગુણો દુર થાય અને તેનામાં પાત્રતા આવે.